# ધરાસણાનો કાળો કેર

[ ધરાસણાની લડતનો હેવાલ ]

પ્રકાશક :

મંત્રી, ગુજરાત પ્રાંતિક સમિતિ

અમદાવાદ

# અગ્નિપરીક્ષા

લોકમાન્યે પ્રજા ઉપરનું પોતાનું અથાગ વજન હિંદુસ્તાન માટે વારંવાર જેલ ભોગવીને જ મેળવ્યું હતું. ઇશુ ખ્રિસ્તે શૂળીએ ચડીને મોત લીધું એ તેના દયાધર્મની પરાકાષ્ઠા હતી. કરબલાના મેદાન ઉપર ઇમામ હસને આપેલા ભોગે ઇસ્લામને દુનિયામાં અજેય કરી મૂકયો. સત્યને ખાતર જે અનંત આપદાઓ ઉઠાવી તેને લીધે જ હરિશ્ચંદ્ર અમર થયા. આજનું હિંદુસ્તાન પણ મહાન વિભૂતિઓએ પાવન કરેલો શુદ્ધ આત્મયજ્ઞનો આ સનાતન માર્ગ સ્વીકારીને પોતાનાં લાખો સંતાનોને સ્વાતંત્ર્યની યજ્ઞવેદી પર હોમવા તૈયાર નહિ થાય ત્યાં સુધી સ્વતંત્રતાથી વિમુખ રહેશે. મહાયજ્ઞનું મંગળાચરણ આજે હજારો ચારિત્ર્યવાન્ હિંદીઓએ સ્વેચ્છાપૂર્વક સરકારની જેલો શોધીને કરવાનું છે. અસહકારની પ્રવૃત્તિ જ એ હેતુથી કલ્પાયેલી છે કે તેમાંથી રાષ્ટ્રનું ઊંચામાં ઊંચું ધન અગ્નિપરીક્ષામાંથી પસાર થઇને બહાર સોળે કળાએ ઝળકી ઉઠે. આપણે સ્વતંત્રતાના ખરા ઉપાસક હોઇએ તો પ્રાણ શરીરને છોડી જાય તે ઘડી સુધી સંકટો અને દુઃખોથી ન હારતાં તેમને વધારતા રહેવું જોઇએ. એ જ મુક્તિનો માર્ગ છે. બચાવ શોધશે તે નાશ પામશે. મરીને જીવવાનો મંત્ર સાધશે તેનું જ જીવ્યું સાર્થક થશે. જાણી જોઇને ભોગવેલા દુઃખની પાછળ હમેશાં સુખ રહેલું છે.

ગાંધીજી

# પંડિત મોતીલાલજીના આશીષ

ગુજરાત પ્રાંતિક સમિતિ ઉપરના પોતાના એક કાગળ દરમ્યાન પંડિત મોતીલાલજી ધરાસણા વિષે નીચે પ્રમાણે ઉલ્લેખ કરે છેઃ

"પોલીસોના જંગલી અને ઝનૂની હુમલાની સામે પણ આપણા સૈનિકો વીરતાથી કેવા અડગ ઉભા રહ્યા એ જાણીને મને ઘણો આનંદ થાય છે ધરાસણાનો કિસ્સો તવારીખમાં આપણાં માણસો માટે ચિરંતન યશગાથાનો રહેશે, અને નોકરશાહી માટે તે કદી ન ભૂંસાય એવી કાળી ટીલી જેમ રહેશે. એ પુરુષોનાં હિંમત અને સમર્પણ આજે સારાય હિંદની પ્રશંસાને પાત્ર છે. એમને આ બદલ મારા તરફથી કૃપા કરીને કદરના બોલ કહેશો.

"હું જોઉં છું કે શ્રી. નરહરિ પરીખની પછી આગેવાની લેનારા શ્રી. અંબાલાલ પટેલને અને શ્રી. રણછોડલાલ તથા મુનિજી સાથેની આખી ટુકડી પકડીને લેવામાં આવ્યાં છે. મને એ વિષે તો કશો જ સંદેહ નથી કે આગેવાનો પકડાતા જાય તેમ તેમ સ્વયંસેવકો તેમની જગ્યાઓ લેતા જશે અને એમના આગળનાઓની જેમ દ્રઢતાથી સામનો કરશે"

# પ્રકાશકની નોંધ

"ધરાસણાની લડાઇ"નો ઇતિહાસ લખવાનું કે એની સફળતા-અફળતાનું માપ કાઢવાનું કાર્ય કુશળ ઇતિહાસકારનું રહેશે. એને માટે તો મહાદેવભાઇ જેવાની કસાયેલી કલમ જ જોઇએ. આ તો કેવળ એ વિરલ ઐતિહાસિક ઘટનાનો સાદો હેવાલ છે. એમાં જરા પણ અતિશયોક્તિ ન થાય એ જોવાની ખાસ કાળજી રાખી છે. ધરાસણા સત્યાગ્રહ સમિતિને દફતરે જે કેફિયતો નોંધાઇ છે એ એમની એમ આપવામાં આવી છે. એ ઉપરાંત એ પાશવલીલા નજરે જોનાર પ્રતિષ્ઠિત સજ્જનોએ વર્તમાનપત્રોમાં પ્રકટ કરેલા અભિપ્રાયો અક્ષરશઃ રજુ કર્યા છે. એ કેફિયતો અને અભિપ્રાયો ધરાસણાના અત્યાચારો પર જે પ્રકાશ નાંખે છે અને સરકારને એના નગ્ન સ્વરુપમાં જે રીતે ઉઘાડી પાડે છે તેમાં લવલેશ ઉમેરો કરવાની આવશ્યકતા રહેતી નથી. ધરાસણાના અત્યાચારો નજરે જોનાર અને એ કહાણી સાંભળનાર કે વાંચનારને તો એટલી પ્રતીતિ અવશ્ય થઇ જ હોવી જોઇએ કે એ અત્યાચારો જે રાજપ્રથા હેઠળ શક્ય હોય એને ઘડીભર વધારે નભાવી ન જ શકાય.

હિંદના તારણહાર ગાંધીજી એ લડતની કલ્પના સેવતાંની સાથે જ અનિર્ણિત કાળ માટે કારાવાસમાં પૂરાયા. ગુજરાતના વયોવૃદ્ધ અબ્બાસ સાહેબ પણ તરત જ હોમાયા. તા. ૨૧મીએ ધરાસણાનો તે ઐતિહાસિક હુમલો થયો અને એ ભૂમિ ઉપર ઉત્તમમાં ઉત્તમ બલિદાન અપાયું. ભારતકોકિલ શ્રી. સરોજિનીદેવી, પાક મુસલમાન શ્રી. ઇમામસાહેબ, મહાત્માજીના પુત્ર મણિલાલ ગાંધી અને ભાઇ પ્યારેલાલ ગિરફતાર થયા. નરહરિભાઇએ તો પોતાના રૂધિર વડે એ યજ્ઞને આહુતિ ચઢાવી. સેંકડો નવજુવાનોએ પણ પોતાનાં ઉછળતાં લોહી અહીં રેડયાં. આથી વધુ સુંદર બલિદાન શું હોઇ શકે? એ બલિદાનનાં સંભારણાં તા. ૨૧મી જૂનને દિને આખું યે ગુજરાત—ધરાસણા દિવસની ઉજવણી કરીને—કરશે. એ પ્રસંગે ગુજરાતને ચરણે આ પ્રાસંગિક ભેટ ગણાશે.

આ હેવાલ અત્યંત ઉતાવળથી તૈયાર થયો છે, તેમાં યે નવજીવનના તંત્રી ભાઇ મોહનલાલ ભટ્ટની થયેલ ધરપકડે એના મુદ્રણની મુશ્કેલીમાં ઉમેરો કર્યો. આ સંજોગોમાં વાંચક કેવળ વસ્તુ જ જુએ, અને મુદ્રણમાં કે વસ્તુ પાછળ રહેલી ત્રુટિઓને દરગુજર કરે એટલી આશા અયોગ્ય કે અસ્થાને ન ગણાય.

# ધરાસણા ખાતે બલિદાન

| **મારથી નીપજેલાં મરણ :** | | વતન |
|---|---|---|
| ભાઇલાલભાઇ દાજીભાઇ પટેલ | તા. ૨૨–૫–૩૦ | ખેડા |
| ભાણુ ખેપુ હુલ્લા | „ ૧૦–૬–૩૦ | સોલાપુરા |
| નરોત્તમ નાથુભાઇ પટેલ | „ ૧૩–૬–૩૦ | સુરત |
| હરિલાલ શાહ | „ ૧૫–૬–૩૦ | મુંબાઇ |

**કેદની સજા**

| નામ | તારીખ | મુદ્દત |
|---|---|---|
| ગાંધીજી | ૫–૫–૩૦ | અનિર્ણિત |
| અબ્બાસ સાહેબ | ૧૨–૫–૩૦ | ૬ માસ સાદી |
| જુગતરામ દવે | „ | ૬ „ સખ્ત |
| ગાંધીજીની ટુકડીના ૫૪ | „ | ૩ „ „ |
| એકવીસ સૈનિકો | ૨૪–૫–૩૦ | ૧ „ „ |
| સરોજિની દેવી | ૨૬–૫–૩૦ | ૯ „ સાદી |
| ઇમામ સાહેબ | „ | ૬ „ સાદી |
| પ્યારેલાલજી | „ | ૧૨ „ સખત |
| મણિલાલ ગાંધી | „ | ૧૨ „ „ |
| ત્રણ સૈનિકો | „ | ૧૯ „ „ |
| શેઠ રણછોડલાલ | „ | ૧૨ „ „ |
| મુનિ જીનવિજયજી | „ | ૫½ „ „ |
| ચાળીસ સૈનિકો | „ | ૩ „ „ |
| સોરાબ બાટલીવાળા | ૨૭–૫–૩૦ | ૯ „ „ |
| આઠ સૈનિકો | „ | ૯ „ „ |
| સોળ સૈનિકો | „ | ૬ „ „ |

| | | | | |
|---|---|---|---|---|
| નરહરિ પરીખ | ૨૯—૫—૩૦ | ૧૨ | „ | „ |
| ડૉ. ત્રિભુવનદાસ | „ | ૬ | „ | „ |
| અંબાલાલ પટેલ | „ | ૬ | „ | „ |
| એકસો એકોતેર સૈનિકો | „ | ૧ | „ | „ |
| બળવંતરાય ઠાકોર | ૩૦—૫—૩૦ | ૬ | „ | સાદી |
| વજુભાઇ શુક્લ | „ | ૧૨ | „ | સખત |
| પુરાતન બુચ | „ | ૧૨ | „ | „ |

કુલ: ૩૨૯

**ઘવાયેલાની યાદી**

| તારીખ | સંખ્યા |
|---|---|
| ૧૬—૫—૩૦ | ૧૧ |
| ૨૧—૫—૩૦ | ૭૪૧ |
| ૨૨—૫—૩૦ | ૧૫૦ |
| ૨૯—૫—૩૦ | ૧૫ |
| ૩૦—૫—૩૦ | ૫૬ |
| ૩૧—૫—૩૦ | ૧૧૫ |
| ૧—૬—૩૦ | ૧૧૧ |
| ૩—૬—૩૦ | ૫૮ |
| ૬—૬—૩૦ | ૭૨ |

કુલ: ૧૩૨૯

**સમરાંગણમાં ગયેલાની સંખ્યા**

| તારીખ | સંખ્યા |
|---|---|
| ૧૫ થી ૨૦—૫—૩૦ | ૩૦૦ |
| ૨૧—૫—૩૦ | ૧૫૭૦ |
| ૨૯—૫—૩૦ | ૭૫ |
| ૩૦—૫—૩૦ | ૧૧૧ |
| ૩૧—૫—૩૦ | ૧૬૫ |
| ૧—૬—૩૦ | ૧૬૨ |
| ૩—૬—૩૦ | ૧૬૨ |
| ૬—૬—૩૦ | ૧૫૪ |

કુલ: ૨૬૯૯

૨૬૯૯—૫૯ (બે વાર ગણાયેલા)=કુલ ૨૬૪૦

# ટૂંક ઐતિહાસિક અવલોકન

હિંદી નેતાઓના મનમાં 'સ્વરાજ'ની વાત વરસો થયાં રમ્યા કરતી હતી, પણ તેના સ્વરૂપ વિષે સ્પષ્ટ કલ્પના તેમને નહોતી. હિંદુસ્તાનને સ્વરાજ જેવું કંઈક આપવાનો વખત આવી પહોંચ્યો છે એમ તેઓ ચોક્કસ માનતા હતા. મદ્રાસની મહાસભાએ સ્વરાજ એ હિંદનું ધ્યેય છે એ સ્પષ્ટ રીતે જાહેર કર્યું, અને મહાસભાના બંધારણમાં એનો સમાવેશ કરવામાં આવ્યો. આ લક્ષ્યસિદ્ધિનો માર્ગ રહેશે એમ નિર્ધાર થયો હતો તે વખતે પણ ઘણા 'સ્વરાજ'નો ચોકસ અર્થ સ્પષ્ટ રૂપે સમજતા નહોતા. ૧૯૨૮ની કલકત્તાની મહાસભાએ 'સ્વરાજ' શબ્દની આ પ્રમાણે વ્યાખ્યા બાંધી; બની શકે તો સામ્રાજ્યની અંદર સંસ્થાનિક સ્વરાજ, અને નહિ તો સામ્રાજ્યની બહાર સંપૂર્ણ સ્વતંત્રતા અથવા પૂર્ણ સ્વરાજ. આ ધ્યેયને પહોંચવા માટે જરૂરી પગલાં લેવાને સરકારને એક વર્ષની મુદત આપવામાં આવી. એ મુદત દરમ્યાન એટલે કે ૧૯૨૯ના ડિસેમ્બર સુધીમાં, સરકાર તરફથી જો કશું ન કરવામાં આવે તો પછીની મહાસભાએ 'સ્વરાજ' એટલે 'બ્રિટિશ સામ્રાજ્યની બહાર સંપૂર્ણ સ્વાતંત્ર્યપ્રાપ્તિ' એ અર્થ કરવો એવી મહાસભાની પ્રતિજ્ઞા હતી. સરકાર તરફથી વાઇસરોયે જાહેર કર્યું કે સંસ્થાનિક સ્વરાજ એ હિન્દ વિષેની બ્રિટિશ રાજનીતિનું અંતિમ લક્ષ્ય રહેશે,

પરંતુ આ લક્ષ્યને કેટલા વખતમાં સિદ્ધ કરવામાં આવશે એ જણાવવાને તેઓ રાજી ન હતા. ગાંધીજીએ સરકારના હૃદયપલટાની ચોક્કસ ખાતરી માંગી, પણ હૃદયપલટાનાં કંઇ જ ચિહ્નો ન જણાતાં ૧૯૨૯ના ડિસેમ્બરમાં લાહોરની મહાસભાએ કલકત્તા ખાતેના પોતાના ઠરાવને અનુસરીને પૂર્ણ સ્વરાજને પોતાના ધ્યેય તરીકે રજૂ કર્યું.

૨

## સવિનય ભંગનો કાર્યક્રમ

આ હેતુ પાર પાડવા માટેનાં સાધનો નક્કી કરવાનું મહાસમિતિ ઉપર છોડવામાં આવ્યું હતું. એ મહાસમિતિની કારોબારી સમિતિ ૧૯૩૦ ના ફેબ્રુઆરી માસમા સત્યાગ્રહાશ્રમ ખાતે મળી, અને તેમાં ગાંધીજીએ પૂર્ણ સ્વરાજ મેળવવા માટે તેમને જે સર્વોત્તમ યોજના લાગતી હતી તે રજૂ કરી. એ સભાએ અનીતિમય, સમાજવિરોધી, અને સ્વતંત્ર હિંદની ધારાપોથીમાં ન હોઇ શકે એવા કાયદાઓનો સાદર નિરાદર કરવાનો ઠરાવ કર્યો. મીઠાના હેડિયાવેરા સામે કંઇ દાયકાઓથી રાજદારી પુરુષોએ પ્રકોપ કર્યો છે. એ વેરો કાયદાપોથીમાં કલંકરૂપ છે એને નાબૂદ કરવો જોઇએ અને એવા હાડહડના અન્યાયને દૂર કર્યે જ છૂટકો, એટલે ગાંધીજીએ આ વેરાને સવિનય ભંગ માટે પસંદ કર્યો, અને મહાસભાએ ગાંધીજીને સત્યાગ્રહની લડતના સેનાપતિ નીમ્યા.

આ સ્થળે ૩,૫૦૦ વર્ષો પર મિસરી લોકોના આર્થિક દબાણમાં કચરાઇ રહેલી એક બુદ્ધિમાન પ્રજાની આપણને યાદ આવે છે. ફારાઓએ ઇસરાઇલનાં સંતાનોને વારંવાર વચન દીધાં કે તેઓ ઉજડમાં જઇ તેમના ખુદાની બંદગી કરી શકશે; પણ એની છાતી તો નરી પથ્થરની જ હતી. આજે આપણા પર રાજ્ય કરતા ફારાઓ પણ પ્રસંગેપ્રસંગે કચવાતા દિલે આપણને સુધારાનાં મોટાં બટકાં આપવાની મોટીમોટી વાતો કરે છે, પણ સંકટનું આભલું વીખરાઇ જાય છે ત્યાં તો તેઓ પાછા નફટ

બને છે. અને આપણા માથા પરનો કરનો બોજો વધાર્યે જ જાય છે, પરંતુ આપણો તારણહાર મુસા કરતાં વધારે વિચક્ષણ છે. અને કોઇ બનાવી ન જાય એટલે એણે તો સરકારની સાફ દાનતની નિશાની તરીકે નીચેના અગિયાર સુધારાઓ કરવામાં આવે એવી માગણી કરી:

૧. સંપૂર્ણ દારૂનિષેધ;

૨. હુંડિયામણનો દર રૂપિયાની ૧૬ પેન્સ થાય;

૩. જમીન મહેસૂલ ઓછામાં ઓછું અર્ધું કરી નાંખવામાં આવે અને પછી ધારાસભાના અંકુશ તળે તે મૂકવામાં આવે;

૪. મીઠાનો કર તદ્દન નાબૂદ થાય;

૫. લશ્કરી ખર્ચ હાલ છે તેના કરતાં અર્ધો કરી નાંખી, તેમાં ઘટાડો કરવાની શરૂઆત થાય;

૬. આ પ્રમાણે કરવાથી મહેસૂલમાં થતા ઘટાડાને અંગે મોટામોટા પગારદારોના પગાર અર્ધા અથવા તેથી જેટલા ઓછા કરવાનું ઘટે તેટલા ઓછા કરવામાં આવે;

૭. પરદેશી કાપડ ઉપર સ્વદેશીની પૂરેપૂરી રક્ષા થાય એટલી જકાત નાંખવામાં આવે;

૮. શ્રી. હાજીનો હિંદી દરિયાકાંઠાના વેપાર સંબંધી કાયદાનો ખરડો પસાર કરવામાં આવે;

૯. સામાન્ય ન્યાયની અદાલતોએ ખૂનના અથવા ખૂનમાં મદદ કરવાના ગુના માટે જેમને તકસીરવાર ઠરાવ્યા હોય તેવા સિવાયના બધા રાજકીય કેદીઓને છોડી દેવામાં આવે, બીજા રાજકીય ગુનાઓ માટે કામ ચાલતાં હોય તે બધાં બંધ થાય, રાજદ્રોહ વિષેની ૧૨૪અ કલમ, ૧૮૧૮નું રેગ્યુલેશન અને એવા જ બીજા કાયદા રદ થાય, અને આજે દેશવટો ભોગવી રહેલા દરેક હિંદીને દેશમાં પાછા આવવાની પરવાનગી મળે;

૧૦. સી. આઇ. ડી. (ગુપ્તચર ખાતું) નાબૂદ કરવામાં આવે અથવા ધારાસભાના અંકુશ નીચે મૂકવામાં આવે;

૧૧. ધારાસભાના અંકુશ તળે રહીને આત્મરક્ષણને માટે જેને બંદૂક જેવાં હથિયાર જોઇએ તેને તેવાં હથિયાર મેળવવાનો પરવાનો આપવામાં આવે.

પણ સરકારને તો આ વિનતિનો સ્વીકાર કરવાની જરા યે દાનત ન હતી.

# ૩

# મીઠાની લડત

મહાસભા તરફથી કુલ મુખત્યારી મળ્યા પછી ગાંધીજીએ વાઇસરૉય ઉપર કાગળ લખી સરકાર વિષેનો લોકમત અને લોકો પર પડેલી આફત રજૂ કર્યાં, અને એ અન્યાયો દૂર કરવાને વિનતિ કરી. પણ સરકારે તો આ કાગળનો 'વાસી જવાબ' વાળ્યો એટલે ગાંધીજીને સવિનયભંગની લડત આદરવાની ફરજ પડી.

મીઠાના એકહથ્થુ ઇજારા વિષે ગાંધીજી લખે છે:

"પાણી સિવાય મીઠા જેવી એક પણ વસ્તુ નથી કે જેના ઉપર વેરો નાંખીને સરકાર કરોડો ગરીબગુરબાં, લૂલાંલંગડાં અને બીમાર અને તેમનાં પશુ પાસેથી પણ કર ઉઘરાવી શકે. એટલે આ મીઠાવેરો એ મનુષ્યની કુટિલ બુદ્ધિમાંથી નીકળેલો અતીવ નિર્દય હેડિયાવેરો છે. સરકારી પુસ્તકો મુજબ ૮૨ રતલના મણ મીઠાની ઓછામાં ઓછી કીંમત ૧૦ પાઇ છે અને તેની ઉપર કર ૨૦ આના એટલે ૨૪૦ પાઇ છે. એટલે બનાવટની કીંમતના ૨૪ગણા દામે મીઠું બજારમાં મળે છે. ગરીબને આ કેટલું ભારે પડે છે એની આપણને કલ્પના ન આવી શકે. જેમ કપાસ ઉગાડવાનું તેમ આ અમાનુષી ઇજારો ચાલુ રાખવાને અર્થે મીઠું પકવવાનું સરકારે અમુક જ જગ્યાએ રાખ્યું છે. બીજે હજારો સ્થળે એ ઉત્પન્ન થઇ શકે પણ ત્યાં તે ઉત્પન્ન નથી કરવામાં આવતું, નથી કરવા દેવામાં આવતું. રેંટિયાનો ઇરાદાપૂર્વક નાશ કરવાનું અચૂક પરિણામ એ આવ્યું કે ઘેરઘેર કપાસ ઉગાડવાના ઉદ્યોગનો નાશ થયો. મીઠાના એકહથ્થુ ઇજારાનું અનિવાર્ય પરિણામ એ આવ્યું કે હજારો જગ્યાએ ગરીબ લોકો પોતાને માટે મીઠું બનાવી લેતા તે પરાણે બંધ પડયા. કોંકણથી એક ભાઇ મને લખે છે કે જો લોકોને છૂટ હોત તો દરિયાના વિશાળ કિનારા ઉપર ભરતીના જુવાળ રવી જાય તેમાંથી ઢગલો મીઠું ઉત્પન્ન કરી શકતા હોત; પણ તે દુઃખ સાથે જણાવે છે કે કુદરત કિનારા ઉપર મીઠું બનાવે છે કે લાગલા જ સરકારી અમલદારો તેને પાછું દરિયામાં પહોંચાડવા ચૂકતા નથી. છતાં એ ખબરપત્રી એમ પણ જણાવે છે કે જે લોકો આ પોલીસ અમલદારોની નજર ચૂકવી શકે છે તેઓ આ મીઠું ઉપાડી પણ જાય છે. ગુજરાતના કાર્યકર્તાઓ જણાવે છે કે ઘણી જગ્યાએ એટલું મીઠું પડેલું છે કે જો

મનાઇ ન હોય તો લોકો જેમ ધરતીમાંથી માટી ખોદી લાવે તેમ મીઠું ઓસવી લાવી શકે એમ છે. બંગાળને મીઠું બનાવવાની છૂટ હોત તો પોતાને જેટલું જોઇએ તેટલું મીઠું તે ઉત્પન્ન કરી શકે છે. પણ આજે તો બંગાળાનું બધું મીઠું પરદેશથી આવે છે."

અગરોમાંથી મીઠું લેવું એ ગેરકાયદેસર છે એમ જણાવનાર એક ભાઇને ગાંધીજીએ નીચેનો જવાબ આપ્યો છે:

"મીઠાનાં કારખાનાનો કબજો લઇને મીઠું મેળવવા કરતાં વધારે સહેલાઇથી એ બનાવી શકાય છે ત્યારે હું લોકોને મીઠાના અગર અથવા ઢગલામાંથી મીઠું ઉપાડવાની સલાહ આપું એમ નથી. પણ પેલા મીઠાખાતાના અમલદારે એ કૃત્યને 'પહેલા નંબરની હિંસા' કહી છે તે હું માનતો નથી. અગરમાંથી મીઠું લઇ આવવું અને ચોરીથી મીઠું બનાવવું એ બંને કાયદા પ્રમાણે સખ્ત સજાને પાત્ર ગુના ગણાય છે. પરવાના વિના મીઠું બનાવવું એ પુણ્ય શા માટે ગણાવું જોઇએ? જો એ વેરો જ અન્યાયી હોય તો તે ઉપાડેલા મીઠાથી કે બનાવેલા મીઠાની બન્ને બાબતમાં અન્યાયી ગણાવો જોઇએ. એક ચોર મારા ઘરમાંથી અનાજ ચોરી જાય અને તેમાંનું થોડું રાંધે તો કાચું અને રાંધેલું બંને અનાજ મને પાછું મળવું જોઇએ. હું સરકારે તૈયાર કરાવેલું અને કુદરતી મીઠું લેવાને બદલે જાતે બનાવી લેવાની સહેલી રીત પસંદ કરૂં તો તે મારી સગવડની ખાતર છે, પણ તેથી મીઠા ઉપરનો કર જે એક બાબતમાં અન્યાયી છે તે બીજી બાબતમાં ન્યાયી નથી ઠરતો. એટલે સમય આવ્યે સત્યાગ્રહીઓને મીઠાવેરા વિરૂદ્ધ લડત અતિશય કાર્યસાધક રીતે ચલાવવાની પોતાની શક્તિ અજમાવવાની તક જરૂર મળવાની છે. ગુનો મીઠું અગરમાંથી લેનાર લોકોનો નથી, પણ સરકારનો તેનો કબજો લેવામાં છે. સરકાર લોકોનું મીઠું ચોરે છે, અને એ ચોરીની ચીજને માટે લોકોની પાસે ભારે વેરો લે છે. લોકોને પોતાની શક્તિનું પૂરૂં ભાન થશે ત્યારે જે વસ્તુ તેમની પોતાની છે તેનો કબજો મેળવી લેવાનો તેમને સંપૂર્ણ હક રહેશે."

મીઠાનો કર ગરીબોના ઉપર જ પડે એ વાતનું વિવેચન કરવાની જરૂર રહે છે ખરી? એ તો પીવાના પાણી ઉપર કર લેવાના જેવી બૂરી વાત છે. એ કરનું અન્યાયીપણું એવું ભયંકર છે કે જેમ માણસ ગરીબ થતો જાય છે તેમ તેને કર વધારે આપવો પડે છે, પૈસાદાર માણસ ઉપર અને ગરીબના ઉપર એનો સરખો જ બોજો છે. એ સરખાપણામાં જ એનો

અન્યાય રહેલો છે. વિલાયત માંસાહારી છે અને ત્યાં મીઠાની ઓછી જરૂર હોવી જોઈએ, છતાં ૧૦૦ વરસ ઉપર એ કર નાબૂદ કરવામાં આવ્યો હતો, જાપાનને મીઠાના ઇજારામાંથી એક કરોડ યેન જેટલું મહેસૂલ મળતું તે મહેસૂલ ૧૯૧૯ માં દેશે રદ કર્યું. હવે મીઠું એ દેશમાં લગભગ પડતર કિંમતે મળે છે, અને ખેતીના સાધન માટે તો પડત કરતાં ઓછી કિંમતે મળે છે; જ્યારે હિંદુસ્તાનમાં જ એના પડત કિંમત કરતાં ૧૦ થી ૨૪ ગણી સુધી કિંમત પડે છે..

રેમ્સે મેકડોનલ્ડ કહે છેઃ 'મીઠાવેરો નર્યો જુલમાટ છે. લોકોને આનું ભાન થઈ જાય તો અસંતોષ ફાટયા વિના ન રહે.'

અડધી ગુલામ અને અડધી સ્વતંત્ર એવી સરકારને તોડી પાડવા માટે મીઠાવેરો એક સુંદર સાધન છે એની પ્રતીતિ થતાં ગાંધીજીએ પોતાના મોરચા બાંધવા માંડયા. 'પ્રેમની પરિમલ વરતાં, જગત માત્ર પર અમી વર્ષાવતાં, અને ઈશ્વરે બતાવેલા સત્યના પરમ આગ્રહથી' એમણે 'આપણી અને સૌ પ્રજાઓની વચ્ચે સાચી અને સનાતન શાંતિ સ્થાપવા માટે' પોતાનું આદરેલું પૂરું કરવા માંડયું.

## ૪

## સ્વાતંત્ર્ય કૂચ

મન સાથે ગાંઠ વાળીને ૧૮૦ માઇલ જેટલા છેટે આવેલા દાંડીના ધામે પહોંચવા માટે એમણે સત્ય અને અહિંસાને વરેલા ૭૯ સૈનિકો સાથે તા. ૧૨ મી માર્ચે આશ્રમમાંથી કૂચ આરંભી. આ આખા યાત્રામાર્ગમાં લાખો ગામડીઆંઓએ ગાંધીજીનાં પગલાં પૂજ્યાં, અને એ સેનાપતિએ પોતાની વ્યૂહરચના કરી. દાંડી પહોંચતાં સુધીમાં તેમણે લાખો માણસોને પોતાનો સંદેશો આપ્યો, સત્યાગ્રહની લડતનો વ્યૂહ સમજાવ્યો અને સત્યાગ્રહીઓએ પાળવાની નિયમાવલિ સમજાવી. લોકોએ મરણપર્યંતની બધી સજાઓ ભોગવવી છતાં આત્મરક્ષણને માટે આંગળી સરખો ઉંચી ન કરવી અને જુલમની ઝડીઓ વરસે તો યે અહિંસાને વળગી રહેવું એ ગાંધી-

જીએ લોકોના મન પર ફરી ફરીને ઠસાવ્યું. ગાંધીજીએ આપેલી નિયમાવલિ તેમના જ શબ્દોમાં આ રહી.

સત્યાગ્રહ એટલે સત્યનો આગ્રહ. આ આગ્રહ રાખતાં મનુષ્યને અતુલ બળ મળે છે. આ બળને આપણે સત્યાગ્રહને નામે ઓળખીએ છીએ.

સત્યનો આગ્રહ ખરો હોય તો તે માતાપિતા, સ્ત્રીપુત્રાદિ સામે, રાજાપ્રજા સામે, અને છેવટે આખા જગત સામે જાળવવો પડે.

આવો વ્યાપક આગ્રહ કરતાં સ્વજન કે પરજન, બાળક કે વૃદ્ધ, સ્ત્રી કે પુરુષનો ભેદ રહેતો નથી. એટલે કોઇની સામે શરીરબળ વાપરી શકાય જ નહિ. તેથી જે બળ બાકી રહ્યું તે અહિંસાનું-પ્રેમનું-બળ જ હોઇ શકે. આ બળનું બીજું નામ આત્માનું બળ.

પ્રેમનું બળ બીજાને ન બાળે, પોતે જ બળે. એથી સત્યાગ્રહીમાં મરણ પર્યંતનું કષ્ટ હસતે મોઢે સહન કરવાની શક્તિ હોવી જોઇએ.

આ ઉપરથી સ્પષ્ટ છે કે સત્યાગ્રહી અંગ્રેજી રાજ્યનો આત્યંતિક વિરોધ કરતો છતો મનથી, વચનથી કે કાયાથી કોઇ પણ અંગ્રેજનું અહિત ન ઇચ્છે કે ન કરે. આ વિચારશ્રેણીમાંથી અસહકાર, સવિનય ભંગ ઇત્યાદિ ઉત્પન્ન થયાં છે.

આટલી સત્યાગ્રહની ઉત્પત્તિ જેઓ યાદ રાખશે તેમને નીચેના નિયમો સહેલાઇથી સમજાશે:

૧. સત્યાગ્રહી કોઇની ઉપર ગુસ્સો નહિ કરે.

૨. તે વિરોધીનો ગુસ્સો સહન કરશે.

૩. ગુસ્સો સહન કરતાં તે વિરોધીનો માર સહન કરશે, તેને કદી મારશે નહિ, તેમ તેના ગુસ્સામાં કરેલા યોગ્ય કે અયોગ્ય હુકમને પણ મારના કે બીજા ડરથી તાબે નહિ થાય.

૪. સિપાહી કેદ કરવા આવે ત્યારે તે તેની કેદમાં સુખેથી જશે. પોતાની મિલકત જપ્ત કરવા આવશે તો તે સુખેથી આપી દેશે.

૫. પારકાની મિલકત પોતાના રક્ષણ તળે હશે તેનો કબજો તે મરતાં લગી નહિ છોડે, છતાં કબજો લેવા આવનારને મારશે નહિ.

૬. મારવું નહિ એટલે ગાળો પણ ન દેવી.

૭. તેથી સત્યાગ્રહી વિરોધીનું અપમાન નહિ કરે. હાલના કેટલાક પ્રચલિત પોકારો હિંસક છે ને સત્યાગ્રહીને સારૂ સર્વથા ત્યાજ્ય છે.

૮. સત્યાગ્રહી અંગ્રેજી વાવટાની સલામી નહિ કરે, પણ તેનું અપમાન પણ નહિ કરે. અમલદારનું કે કોઇ અંગ્રેજનું તે અપમાન નહિ કરે.

૯. લડતને અંગે કોઇ અંગ્રેજનું કે રાજ્યના અમલદારનું કોઇ અપમાન કરે અથવા તેની ઉપર હુમલો કરે તો સત્યાગ્રહી પોતાના જીવના જોખમે તેનું રક્ષણ કરશે.

## કેદને વિષે

૧૦. સત્યાગ્રહી કેદ થાય ત્યારે જેલના સ્વમાનભંગ ન કરતા હોય એવા બધા નિયમોનું પાલન કરશે ને અમલદારો પ્રત્યે વિવેકથી વર્તશે. દાખલા તરીકે, તે અમલદારની સામાન્ય સલામ લેશે, પણ નાક ઘસવાનું કહેશે તો નહિ ઘસે. તે 'સરકારકી જય બોલો' નહિ કહે. ધર્મનો બાધ ન હોય એવો ચોખ્ખો જેલનો ખોરાક તે લેશે, કચરાવાળો કે સડેલો કે મેલા વાસણમાં પીરસાયેલો કે અપમાનપૂર્વક અપાયેલો ખોરાક નહિ લે.

૧૧. સત્યાગ્રહી ખૂની કેદી અને પોતાની વચ્ચે ભેદ નહિ પાડે. તેથી તેના કરતાં પોતે ઉંચો છે એમ માની કે કહી પોતાને સારૂ ખાસ સગવડ નહિ માગે, પણ શરીરની કે આત્માની હાજતને અંગે ઉભી થતી આવશ્યક સગવડ માગવાનો તેને અધિકાર છે.

૧૨. જેમાં સ્વમાનભંગ નથી તેવી સગવડો ન મળવાથી સત્યાગ્રહી અપવાસાદિ નહિ આદરે.

## દલને વિષે

૧૩. પોતાની ટુકડીના સરદારે કાઢેલા બધા હુકમો પોતાને ગમે કે ન ગમે છતાં સુખેથી સત્યાગ્રહી પાલન કરશે.

૧૪. હુકમ અપમાન કરનારો, દ્વેષી કે મૂર્ખાઇભરેલો લાગે તો પણ તેનું પાલન કરીને તે ઉપરીની પાસે ફરિયાદ કરે. સત્યાગ્રહીને દલમાં જોડાતાં પહેલાં જોડાવાની યોગ્યતાનો વિચાર કરવાનો અધિકાર છે. જોડાયા પછી દલના કડવામીઠા નિયમો ને તેના નિયમનું પાલન ધર્મ થઇ પડે છે. દલના સમગ્ર વ્યવહારમાં અનીતિ માલૂમ પડે તો સત્યાગ્રહી છૂટો પડી શકે, પણ તેમાં રહીને નિયમભંગ કરવાનો તેને અધિકાર નથી.

૧૫. કોઇ સત્યાગ્રહીએ કોઇની તરફથી પોતાની ઉપર આધાર રાખનારને સારૂ ભરણપોષણની આશા રાખવાની નથી. કોઇને સારૂ કંઇ પ્રબંધ થઇ શકે તો તે અણધારી વાત સમજવી. પણ સત્યાગ્રહી પોતાને અને આશ્રિતોને ઇશ્વરને શરણે છોડે. શરીરબળના યુદ્ધમાં પણ જ્યાં લાખો લડતા હોય ત્યાં કોઇની ઉપર આધાર નથી રખાતો. સત્યાગ્રહી યુદ્ધને વિષે તો પૂછવું જ શું? સાર્વભૌમ અનુભવ એ છે કે આવાઓને ઇશ્વરે ભૂખે નથી મરવા દીધા.

## કોમી લડાઇમાં

૧૬. કોમી તકરાર કે લડાઇનું કારણ સત્યાગ્રહી ઇરાદાપૂર્વક ન જ બને.

૧૭. કોમી લડાઇ થાય તો તે કોઇ પક્ષની તરફેણ નહિ કરે. જેના તરફ ન્યાય હશે તેને તે મદદ કરશે. પોતે હિંદુ હશે તો મુસલમાન ઇત્યાદિ કોમો પ્રત્યે તે ઉદારતા બતાવશે. ને હિંદુના હુમલામાંથી તેમને બચાવતાં પ્રાણ જતા કરશે. મુસલમાન ઇત્યાદિના હિંદુ ઉપર હુમલા થતા હશે તો તેમાંથી હિંદુને બચાવતાં તે પોતે પ્રાણ દેશે, પણ સામે હુમલામાં કદી ભાગ નહિ લે.

૧૮. કોમી ઝઘડા ઉત્પન્ન થાય એવા પ્રસંગોમાંથી તે બને ત્યાં લગી બચશે.

૧૯. સત્યાગ્રહી સરઘસ કાઢે તો કોઇ પણ કોમની લાગણી દુખાય એવું કામ નહિ કરે. કોઇ કોમની લાગણી દુખાય એ જાતના બીજાએ કાઢેલા સરઘસમાં તે ભાગ નહિ લે.

૫

## લડતનાં મંડાણ

ગાંધીજી અને તેમની સેના નિયત દિવસે એટલે તા. ૫મી એપ્રિલે દાંડી પહોંચ્યાં. છઠ્ઠી એપ્રિલથી શરૂ થતું અઠવાડિયું હિંદભરમાં રાષ્ટ્રીય સપ્તાહ તરીકે ઉજવાય છે, અને તેથી સ્વાતંત્ર્ય યુદ્ધનો મંગલ આરંભ પણ એ જ દિવસથી થાય એમાં ઔચિત્ય હતું. ગાંધીજીએ એ દિવસે દાંડીમાં નિમકનો કાયદો તોડયો. અને દેશ સમસ્તને તેમ કરવાની આજ્ઞા આપી. આ હિલચાલ દાવાનળની જેમ આખા દેશમાં વ્યાપી વળી અને પ્રજાએ તેને અજબ ઉત્સાહથી ઉપાડી લીધી.

આ વખતે મીઠાનો સત્યાગ્રહ મીઠાની કુદરતી ખાંજણોમાંથી મીઠું લેવામાં અને તેને સાફ કરવામાં જ સમાયેલો હતો.

સરકાર કાયદાના સીધા વિધિને જ વળગી રહે, તો તો લાખો માણસોને એણે કેદમાં પૂરવાં પડત પણ આવી કફોડી સ્થિતિમાંથી ઉગરી જવા માટે તેણે તો નાયકોને પકડવાનો ને બીજાઓને મારઝુડ કરવાનો ગેરકાયદેસર રસ્તો પકડયો. તેણે માની લીધું હતું કે ગામડાંની પ્રજા લાઠીથી ડરી જશે. પણ આમ માનવામાં તે

ભીંત ભૂલી. પોતાના નિરધારને વળગી રહેતાં લોકોમાં જે ધૈર્ય અને દઢતા પ્રગટી નીકળશે એની ગણતરી તેણે કરી નહોતી.

પોલીસોએ આંટ ગામમાં સત્યાગ્રહીઓના હાથમાંથી મીઠું ઝૂંટવી લેવાના પ્રયત્નો કર્યા. સત્યાગ્રહીઓ પ્રત્યે ચલાવવામાં આવેલા આ વર્તાવને ગાંધીજીએ 'જંગલી' તરીકે વર્ણવ્યો. આ પછી વિરમગામમાં શરૂ કર્યું તેમ સત્યાગ્રહીઓના ગુહ્ય ભાગો દબાવવા અને તેમને બેભાન કરી મૂકવા એ બીજા પગલા પર સરકાર તરત જ આવી. મનુષ્ય શરીર પરના આવા બીભત્સ અત્યાચારથી લોકોનો પુણ્યપ્રકોપ જાગ્રત થયો, અને ગાંધીજીએ તા. ૨૪ મી એપ્રિલના 'યંગ ઇંડિયા'માં લખ્યું:

"સરકાર જો પોતાની આ પાશવલીલા બંધ નહિ કરે તો થોડા જ વખતમાં સત્યાગ્રહીઓ પોતાની ઉપર ગોળી ચલાવવાની ફરજ તેને પાડશે. એવું બને એમ હું ઇચ્છું નહિ, પણ સરકારને એવું બનાવવું જ હોય તો એ તક તેમને આપતાં હું જરાય આંચકો ખાવાનો નથી. સત્યાગ્રહીઓની ટુકડીઓ મીઠું પકાવતી હોય અથવા મીઠું વેચતી હોય તેમના ઉપર શારીરિક બળ વાપરવાનો સરકારને હક નથી. તેની મરજી પડે તો દરેક પુરૂષ, સ્ત્રી અથવા બાળકને પણ પકડે. જો સરકાર પકડશે નહિ અથવા તો મીઠાની છૂટ જાહેર નહિ કરે તો તે જોશે કે લોકો આવા જુલમ સહન કરવાને બદલે ગોળી ખાવાને ધસવાના છે.

"આવા અમાનુષી અત્યાચારો તથા બીભત્સ હુમલા એ ભૂતકાળનો વારસો છે એ વાત સાચી છે. આ સરકારે તેને માન્યતા આપી ને પહેલાં કદી નહિ થયેલો એટલો તેનો પ્રચાર કર્યો છે."

ગાંધીજીએ વાઇસરોય ઉપરના પોતાના બીજા કાગળમાં—જે કાગળ તેમની ગિરફતારી પછી પ્રગટ થયો હતો તેમાં—ધરાસણા ઉપર 'હલ્લો' લઇ જવાની વાત સ્પષ્ટ રીતે રજૂ કરી હતી.

## ૬

## 'હલ્લા'

આ બીભત્સ અત્યાચારો સામેના પ્રજાના વિરોધની જ્યારે સરકાર ઉપર કશી અસર પડયાનું જણાયું નહિ ત્યારે મીઠાના અગરો ઉપર 'હલ્લો' લઇ જઇને, નિઃશસ્ત્ર લોકો ઉપર ગોળી છોડવાની સરકારને તક આપવી એવું નક્કી કરવામાં આવ્યું.

જૂદે જૂદે સ્થળે માણસના શરીર પર ફાવે તેવી હેડછેડ થાય, અને તેમના ઉપર તરેહ તરેહના ત્રાસ વર્તે તેના કરતાં તો ગોળીબાર કરવામાં આવે એમાં કંઇક તો માણસાઇ છે એમ માનવામાં આવ્યું. નોકરશાહીતું ભીતર રહેલું શેતાની રૂપ દુનિયાની આંખ આગળ તરી આવે એ હેતુથી ધરાસણાના 'હલ્લા' યોજવામાં આવ્યા. સેનાપતિ પ્રથમ હલ્લો માંડે તે પહેલાં તો તેમને પથ્થરની દીવાલો પાછળ પૂરી દેવામાં આવ્યા. અત્યાર આગમજ લડતે વ્યાપક રૂપ પકડયું હતું, અને દેશનેતાઓના પકડાવાથી લોકોનો જુસ્સો અજબ રીતે વધારે ને વધારે સળગી ઉઠતો હતો. ગાંધીજીએ યોજેલો હલ્લો માજી ન્યાયાધીશ શ્રી. અબ્બાસ તૈયબજી અને બીજાઓએ અત્યંત ઉત્સાહથી પાર ઉતાર્યો.

બ્રિટિશ સામ્રાજ્યની યાંત્રિક શક્તિનો સામનો કરવા માટે આવેલા નિઃશસ્ત્ર વીર પુરુષોને ગોળીએ વીંધવાને બદલે નોકરશાહીએ ત્રાસ વર્તાવી મૂકવાનો રસ્તો ઝાલ્યો; કારણ કે ગોળીબારને પરિણામે તો જગત આખામાં આગ સળગ્યા વિના રહે એમ નહોતું. લગભગ તે જ અરસામાં લંડન નૌકા પરિષદ ચાલી રહી હતી, અને અંદર અંદર ભાગ લેનારા પક્ષોમાં લાગણીના મેળ નહોતા; હજી આ ઘડીએ પણ પશ્ચિમની સશસ્ત્ર પ્રજાઓ તેમના હરીફોને છૂંદી નાંખવા માટે લાગ શોધતી ફરે છે. ૧૯૧૪માં 'નાની પ્રજાઓના હક્કો'નો પ્રશ્ન હતો, તો ૧૯૩૦માં 'નિઃશસ્ત્રોના ગોળીબાર'નો સવાલ પણ આવી ઊભો અને આવા તોફાની પાણીમાં ઝંપલાવવા કરતાં બ્રિટિશોએ લોકોને રિબાવવાનો માર્ગ લીધો, અને છાપા ઉપર ઓર્ડિનન્સો તેમજ છૂપા જાપ્તાઓ નાંખી એના ખરા ખબરો જગતને ન પહોંચે એવા પ્રપંચો કર્યા. ધરાસણા અને બીજાં સ્થળોમાં સરકારના જુલમાટના ભોગ થઇ પડેલાઓ આટલું અવશ્ય સમજી લે કે તેમણે જુલમો સહી લઇને હિંસાની આગને જગત આખાને વીંટી વળતી રોકી છે. આજે તેઓ ભારતવર્ષની મુક્તિના ધ્વજવાહ છે, એટલું જ નહિ પણ સમસ્ત માનવજાતને તેમણે હિંસાના ચક્રમાંથી મુક્ત કરાવવાની છે. આ અપૂર્વ સેવાનો આનંદ બીજાઓમાં કષ્ટસહનની ધગશ ઉત્પન્ન કરો.

ધરાસણામાં સરકારે રૌરવ નરક ઉતાર્યું. લોહીતરસી અને ખુન્નસે ચઢેલી સરકારે 'કાયદા અને વ્યવસ્થા'નો બુરખો ફગાવી દઇને અને જે રાષ્ટ્રને તે જમાનાઓથી ચૂસતી આવી હતી તેના નવચેતનને ડામવા માટે આંધળિયાં કરીને અહિંસક લોકો ઉપર જે સિતમો ગુજાર્યા તેનું આબેહુબ વર્ણન હવે પછી આવશે.

## ૭

## ત્રાજવાનાં પલ્લાંમાં

આ સિતમોથી આપણને કમકમાટ આવે છે, તો બ્રિટિશ લોકોને મન તો એ કશા વિસાતના નથી. તેઓ તો ગયા મહા-યુદ્ધ વખતનાં બનાવો સાથે તેમનાં આજનાં કૃત્યોની સરખામણી કરે છે અને કહે છે : 'પ્રભો ! તારો પાડ માનીએ છીએ કે અમે બીજા જેવા નથી' ખરેખાત, તેઓ બીજાઓના જેવા તો નથી જ, તેમણે તો પોતાને ખરેખરા રાક્ષસો સિદ્ધ કર્યા છે. આ કાળાં કૃત્યોનો આપણે તોલ કાઢીએ તે પહેલાં લડાઇમાં ઊતરેલા બન્ને પક્ષોની સ્થિતિનો આપણે વિચાર કરી લેવો જોઇએ. બેઉ સશસ્ત્ર હોય તો તો બન્ને સરખા છે. જો પ્રબળ ઉશ્કેરણી હોય તો પાપો એટલાં બધાં નિંદ્ય નથી. ગુસ્સાના આવેશમાં કંઇક થઇ જાય અને ફુરસદે તેનો પશ્ચાત્તાપ પણ કરાય. આ કસોટી પર ફ્રાંસમાં કેટલીકવાર ખૂનના ગુનાની માફી આપવામાં આવે છે. પણ આપણા દેશમાં આજે જે બની રહ્યું છે તેનો જોટો તો ઇતિહાસના કોઇ પણ પાનામાં યે મળી શકે એમ નથી. મધ્યયુગમાં મુસલમાનો એક હાથમાં કુરાન રાખતા તો બીજામાં તલવાર. આ રીતનો આપણે ગમે તેટલો વિરોધ કરીએ તોપણ તેમાં એક જાતનો ઊંચો આદર્શ તો હતો એમ કહી શકાય. તેઓ તો તેમને મન માર્ગ ભૂલેલાઓને તેમના સાચા ધર્મમાં લાવવા માગતા હતા. સ્ટીવનને પથરે માર્યો ત્યારે તેમાં સહાનુભૂતિ આપીને પોલ માનતો હતો કે તે પ્રભુની સેવા કરતો હતો. 'ધર્મદંડો' અને 'કૅથેલિક' સંપ્રદાય પણ લગભગ એ જ ભૂમિકાએ હતાં.

એ બધાની પાછળ ગમે તેવો ભૂલભરેલો પણ કંઇક આદર્શ હતો, અને એ વસ્તુ તેમને ઇશ્વરના દરબારમાં માફી અપાવશે, કેમકે એ ન્યાયાધીશ તો માણસની કૃતિ કરતાં તેના હૃદય તરફ, કૃતિ પાછળ રહેલા હેતુ તરફ જ, જુએ છે. ગયું મહાયુદ્ધ નખશિખ શસ્ત્રસજ્જ થયેલાઓ વચ્ચે હતું; અને તેથી બેઉ પક્ષ સમાન કક્ષાએ હતા. બન્ને પક્ષો તરફથી યુદ્ધના આવેશમાં અત્યાચારો કરનાર અભણ સિપાઇઓ હતા, બ્રિટિશ સંસ્થાઓમાં ઉછરેલા સિવિલયનો નહિ. અમેરિકામાં લોકો કાયદો પોતાના હાથમાં લઇ હબસીઓ પર જુલમ કરે છે તેમાં જુલમના ભોગ થઈ પડનાર હબસીમાં ખ્રિસ્તી શહીદના જેવી વિશુદ્ધિ નથી હોતી અને જુલમગારમાં ધર્માંધ જાલિમ જેવું આદર્શનું ઉમદાપણું નથી. રાજા લિયોપોલ્ડે બેલ્જિયન કોંગોમાં જુલમો વરસાવ્યા તે પરથી માલૂમ પડશે કે એ જુલમગારોમાં બ્રિટિશોના જેવી ધનની ભૂખાળવી લાલસા હતી, પણ એના ભોગ થઇ પડનારાઓમાં કોઇ વિશુદ્ધ આદર્શને માટે તપસ્યા કરવાની ભાવના નહોતી. આપણે આજે જે જોઇ રહ્યા છીએ તે તો અધમતામાં ઉપલાં બધાં દૃષ્ટાન્તોને ટપી જાય છે. બન્ને પક્ષો વચ્ચે આસમાન જમીન જેટલું અંતર છે. એક પક્ષે ખ્રિસ્તી ધર્મવીરોનો ઉચ્ચ આદર્શ છે, તો બીજી બાજુ ધનની લોલુપતા છે. આમાં અને બે હજાર વર્ષ ઉપર પેલેસ્ટાઇનમાં બનેલા બનાવો વચ્ચે સામ્ય જડી આવશે. એક બાજુ ઇશુ છે, ને તેનો આત્મસમર્પણનો આદર્શ છે; બીજી બાજુ ફારીસીઓ છે, ને તેમણે સ્વાર્થને માટે ઇશુનો પીછો પકડયો છે. આ ઘેટાં જેવી જણાતી આવેલી સરકારની ચામડી આપણે જરાક ઉંચી કરી તો એની અંદર રહેલાં વિકરાળ વરૂઓનું આપણને દર્શન થયું જ છે. આ માપે તોલ કાઢીએ તો જર્મનોના જુલમોની જે વાતો લખાઇ છે તે ખરી હોય તો પણ તેઓ માણસાઇવાળા ગણાવા જોઇએ. આ બ્રિટિશ લોકોએ ધનની લાલસાને લીધે જે લોકો પોતાના કશા પણ સ્વાર્થ વિના, આંગળી પણ ઉંચી કર્યા વગર, જુલમ આગળ ગરદન ઝુકાવતા હતા તેમના

એમ પુરવાર કરી આપ્યું છે, અને એમના બેહા પંજા દેખાડી આપીને તેઓ માણસની દુનિયાના નથી એમ જાહેર કર્યું છે.

## ૮

## ઉપસંહાર

આ બનાવો જોયા પછી હવે આપણે આ રાક્ષસોને આપણી ભૂમિમાંથી જેમ બને તેમ જલદી કાઢવા કેડ કસવી જોઇએ. લોકો આજે ઉંઘમાંથી જાગ્યાં છે, અને આપણા આ જાલિમોના ધમપછાડાથી લોકો આ પાર કે પેલે પાર કરવાને માટે કટિબદ્ધ થતા જણાય છે. ઓર્ડિનંસો અને જુલમો આપણને કમર કસવાનાં આહ્વાન આપે છે અને ભવિષ્યમા આપણને માટે કારમામાં કારમા જુલમો સામે ટકી રહેવાની શક્તિ મેળવવાનો આદેશ આપે છે. ધરાસણાએ હિંદમાંની બ્રિટિશ સલ્તનતને મરણ ઘા માર્યો છે, અને શેતાન પોતે પછડાઇ પડે તે પહેલાં નિર્દોષોનાં લોહીની નીકો વહેવડાવવા માગે છે. ગોરાઓ અને તેના પોલીસ સાર્જંટો ગાંસડાં-પોટલાં સાથે બેલાર્ડપિયર ઉપર બીજી જ આગબોટમાં ઘર તરફ સિધાવતા હોય તેવી આપણે રાહ જોઇશું. ઇશ્વર આપણા દુઃખના દિવસ ઓછા કરે અને મુક્તિનો મંગલ દિવસ જલદી આણે:

"ભગવન દયા કર! જોને અમારે માથે કેવી કેવી વીતી છે!  
અમારી લીલી વાડીઓને પરાયાઓએ ઉજ્જડ કરી છે,  
અમારાં ઘરનાં પરદેશીઓએ પાધર કર્યાં છે,

ચાંગળું પાણીને માટે અમારે પૈસા આપવા પડે છે;  
અમારાં બળતણ અમારે વેચાતાં લેવાનાં હોય છે.

સિતમની ચક્કી તળે અમારી ગરદન દબાઇ રહી છે,  
તનતોડ પરસેવામાં અમને આરામનુ નામ નથી,  
અમારા ખાદિમો અમારા ખાવિંદો બન્યા છે.

અમારા બત્રીશલક્ષણાઓને એ લોકો શૂળીએ વધેરે છે;  
અમારા ગુરુજનોનાં મોં ઉપર તેઓ થૂંકે છે.

ભગવન્! દયા કર! તારી કૃપાનો પ્રવાહ અમારા પર વહેવડાવ;  
અમિ ફરી નવલ પ્રભાતમાં, ઓ વિભો, નૂર પ્રગટાવ."

અહિંસાને ધ્રુવતારક રાખી આપણે આપણી સ્વાતંત્ર્ય કૂચ કરતા રહીશું, તો આપણા ભવિષ્યના દિવસો ભૂતકાળ કરતાં વિશેષ ઉજમાળા થશે. ધરાસણાએ જગતને પ્રતીતિ કરાવી છે કે ઉશ્કેરણીનાં પ્રબળ કારણો મળ્યાં છતાં અને હિંસાના અનેકાનેક ઘોંચપરોણા છતાં ગુજરાતના નૌજવાનોએ આ જ્ઞાન ઝીલી લીધું હતું અને અહિંસાને ચુસ્ત રીતે વળગી રહ્યા હતા. ધરાસણાનું ક્ષાત્રતેજ હિંદભરમાં વ્યાપી જશે તો શસ્ત્રબંધીની પરિષદોની કશી જરૂરત રહેશે નહિ, અને મોટી 'ડ્રેડનૉટો', લડાયક વહાણો, તાંબિયાના ભાવે પણ કોઇ લેશે નહિ. એ દિવસ જલદી આવો એવી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

ધરાસણામાં સરકારી પાશવલીલા



૨૧ મીએ ઘવાઇને મેદાનમાં પડેલા સેંકડો સૈનિકો.

# ધરાસણાનું બલિદાન-સત્ર

બુધવાર તા. ૧૨મી માર્ચ ૧૯૩૦ ને દિવસે ગાંધીજીએ મીઠાની લડાઈને માટે જે ચિરસ્મરણીય કૂચ શરૂ કરી તે ખરૂં જોતાં તા. ૫મી એપ્રિલે દાંડી આવતાં પૂરી થઈ નહોતી. છઠ્ઠી એપ્રિલે દેશભરમાં શરૂ થયેલી મીઠાના સત્યાગ્રહની લડત દાબી દેવા સરકારે જે અમાનુષી અત્યાચારો કર્યા તેની સામે ગાંધીજીનો પુણ્યપ્રકોપ પ્રકટી ઉઠયો અને સરકારને ખોપરીઓનાં બલિદાન આપી તેની રૂધિરતૃષા છીપાવવાનો ગાંધીજીએ નિશ્ચય કર્યો. તા. ૨૬મી એપ્રીલે એમણે છરવાડાના મીઠાના ઢગલાઓ દીઠા અને તે ગામમાં ભાષણ કરતાં જ તેમણે પોતાનો ઇરાદો જાહેર કર્યો:

## મીઠાચોરનો મોંઘો ઇલકાબ

"પ્રજાએ મને મહાત્માને બદલે મીઠાચોરનો ઇલકાબ આપ્યો એ મને ગમે છે. પણ મીઠાચોર થવું સહેલું નથી. મહાત્માપણું તો સહેલું છે. ખાવાપીવામાં થોડાક ઢોંગ કરે, લંગોટ પહેરે તો મહાત્માનું પદ તો આ દેશમાં સહેલાઇથી મેળવી શકાય છે. મીઠાચોરનું પદ એમ સહેલાઇથી મળે એવું નથી. એમ તો આજે હમણાં જ પાસેની ખાડીમાંથી તમારી સાથે થોડું મીઠું લઇશું. સરકાર માબાપે એ બધું માટીમાં મેળવ્યું છે એટલે ચોખ્ખું મીઠું તો નહિ મળે, પણ જેવું મળશે તેવું આપણે હમણાં લઇશું. પરંતુ ચોર તો ક્યારે કહેવાઇએ? ચોરી માટે દંડ કરે ત્યારે જ ને? ચોરી કરીએ ને કોઇ બોલાવે પણ નહિ તો પછી એ ચોરી શાની? થોડી

ધૂળ આપણે લઇશું એ સરકારી કાયદામાં ચોરી ભલે ગણાતી હશે, પણ એને સંસાર પણ ચોરી માનતો નથી ને સરકાર પણ માનતી નથી. ચોરી કરીએ ને એના બદલામાં હાથ ભાંગતા હોય તો તે ચોરી ખરી. આજે આપણે મીઠું લેશું, પણ સંભવ છે કે મારા કે તમારા કોઇના હાથ ભાંગવાના નથી.

ખરી ચોરી તો ત્યારે કહેવાય જ્યારે પેલા પહાડો લૂંટીએ. ઉતરી ગયેલો ત્યારે દૂરથી આ પહાડો રૂડારૂપાળા લાગેલા. આજે પડખેથી જાઉં છું તો એ તો મેલા અને ભૂંડા દેખાય છે. પણ ગમે તેવા હોય, એ પહાડો ઉપર હાથ નાંખીએ અને તેના બદલામાં હાથ ને કાંડાં ભાંગે કે જેલમાં નાંખે ત્યારે આપણે મીઠાચોર ખરા.

## લૂંટમાં ભળવાનું નોતરૂં

મને મીઠાચોર તો ત્યારે જ કહેજો, જ્યારે આપણે આ ધરાસણાના અગરનો કબજો કરીએ. આમ ખૂણેખાંચરેથી શેરબશેર મીઠું લઇએ એમાં તે શું? સરકાર પણ મનમાં કહેતી હશે, "આમ છોકરાંની રમત શું કરો છો? ખરો ખેલ કરવો હોય તો આવો અને ધરાસણાના કે ભાયંદરના કે ખારાઘોડાના અગરો લૂંટો." અત્યારે આપણે છોકરાની રમત કરીએ છીએ એ હું કબૂલ કરૂં છું, પણ રમતમાંથી કોઇક દિવસ ગમ્મત કરવાના છીએ. એ ગમ્મત કરીએ ત્યારે તમે છરવાડા ને ધરાસણાનાં ભાઇઓ અને બહેનો બધાં મારી સાથે આવજો, પણ હમણાં નહિ જ્યારે એ કરવાનો સમય આવશે ત્યારે હું તમને બધાંને નોતરવાનો છું. જ્યારે ધરાસણાની ચડાઇનાં બયાન લખાશે ત્યારે આ અગરોના પડોશીઓ પોતાને વિષે શું લખાવશે? તે વખતે તમે નાસી ગયા એમ લખાવશો કે છાતી કાઢીને ઉભા રહ્યા એમ લખાવશો? જેમણે બત્તી બુઝાવીને માર માર્યો તેમના ઉપર આપણે રોષ નહિ કરીએ, તેમને ગાળ પણ ન દઇએ. આપણે તો જૂદો જ ન્યાય તોળવો છે. પેલી કહેવત છે ને કે 'આંગળું આપતાં પહોંચું કરડે'? આપણે પણ આ લોકો આંગળું લઇ લે તો કહેશું સાથે પહોંચું પણ લો; પહોંચું લેશે તો કહેશું, ખભો લો; ને ખભો લેશે તો ગરદન આપવા તૈયાર થઇશું. આપણા સ્વયંસેવકોને મારપીટ

કરવા માંડી છે તો હવે એવો સીધો ખેલ રચીએ કે બધી મારપીટ આપણાં માથાં પર ખેંચી લઈએ."

આ ઇરાદો રોજને રોજ વધારેને વધારે દૃઢ થતો હતો અને દાંડીમાં અટકાવેલી કૂચ ધરાસણા સુધી પહોંચાડવાનો નિશ્ચય જાહેર કરનારો કાગળ વાઈસરૉય પર મોકલવાની ગાંધીજી તૈયારી કરી રહ્યા હતા. તા. ૪ થી મેની રાત્રે ૧૧॥ વાગે એ કાગળ પૂરો કરીને આખા દિવસના થાકેલા એ સૂતા. એમનો મૌનવાર સાંજથી જ શરૂ થયો હતો. કાગળમાં એમણે તારીખ અને સહી લખવાની જ બાકી રહેવા દીધેલી. એમાંનો કેટલોક ભાગ અહીં આપ્યો છે:

પ્રિય મિત્ર,

ઇશ્વરેચ્છા હશે તો મારો ઇરાદો તા. . . . ના રોજ ધરાસણા તરફ કૂચ કરી તા . . . ના રોજ મારા સાથીઓ સાથે ત્યાં પહોંચી મીઠાના અગરના કબજા માટે માગણી કરવાનો છે. એવું જાહેર કરવામાં આવ્યું છે કે ધરાસણાના અગર ખાનગી માલકીના છે. આ તો માત્ર ધોખો દેવાની વાત થઈ. વાઇસરૉય સાહેબનું મકાન જેટલું સરકારના કબજામાં છે એટલા જ આ અગર પણ સરકારના કબજામાં છે. સત્તાવાળાની પ્રથમ પરવાનગી સિવાય એક ચપટી મીઠું ત્યાંથી ઉપાડી શકાય એમ નથી.

વિનોદમાં અને મસ્તીમાં કહેવામાં આવ્યું છે તેમ આ હુમલાને આપ ત્રણ રીતે રોકી શકો છો:

૧. મીઠા વેરો રદ કરીને;

૨. મને તથા મારી ટુકડીને પકડીને, સિવાય કે દેશ, હું આશા રાખું છું તેમ, અમારી બધાની જગ્યા પૂરી લે;

૩. કેવળ ગુંડાશાહી ચલાવીને, સિવાય કે જેટલાનાં માથાં ફૂટે એટલા બીજા, હું આશા રાખું છું તેમ, ત્યાં આવીને ખડા થાય.

આ પગલું લેવાનો નિર્ણય મેં કશો આંચકો ખાધા વિના કર્યો છે એમ નથી. મેં આશા રાખી હતી કે સરકાર સત્યાગ્રહીઓ સાથે સભ્યતાપૂર્વક લડશે. સત્યાગ્રહીઓને પહોંચી વળવા સાધારણ રીતે પ્રચલિત છે તે કાયદાનો અમલ કરીને સરકારે સંતોષ માન્યો હોત તો મારે કાંઈ કહેવાપણું નહોતું. તેને બદલે, જાણીતા આગેવાનો

સાથે વધતેઓછે અંશે કાયદા મુજબનો વર્તાવ ચલાવીને, બીજા સાધારણ સત્યાગ્રહીઓ પ્રત્યે તો જંગલી અને કેટલીકવાર બીભત્સ અત્યાચારો કરવામાં આવ્યા છે. આવું છૂટુંછવાયું બન્યું હોત તો તો જોયું ન જોયું કરી શકાત. પરંતુ મારી પાસે તો બંગાળ, બિહાર, ઉત્કલ, યુક્ત પ્રાંતો, દિલ્હી અને મુંબાઈથી ખબરો આવી છે, જે ગુજરાતમાં મળેલા અનુભવોનું સમર્થન કરે છે અને ગુજરાત વિષે તો મારી પાસે પારવિનાનો પુરાવો પડેલો છે. કરાંચી, પેશાવર તથા મદ્રાસમાં વિનાકારણ અને વિના ઉશ્કેરણી ગોળીબાર થયેલા જણાય છે. સરકારની દૃષ્ટિએ કિંમત વિનાનું અને સત્યાગ્રહીની દૃષ્ટિએ ભારે કિંમતી એવું મીઠું સ્વયંસેવકો પાસેથી ઝુંટાવી લેવા માટે તેમનાં હાડકાં ભાંગવામાં આવ્યાં છે અને ગુહ્ય ભાગો દબાવવામાં આવ્યા છે. મથુરામાં એક આસિસ્ટન્ટ મેજિસ્ટ્રેટે એક દશ વરસના બાળક પાસેથી રાષ્ટ્રીય વાવટો ઝુંટવી લીધાનું કહેવાય છે. અને આવી રીતે ગેરકાયદે પડાવી લીધેલો વાવટો પાછો માગનાર ટોળીને ઘાતકી રીતે માર મારવામાં આવ્યાના અહેવાલો મળ્યા છે. એ વાવટો પાછળથી આપી દેવામાં આવ્યો એ જ સૂચવે છે કે અંતઃકરણ ગુનેહગાર હતું. બંગાળામાં મીઠાને અંગે ઓછાં માણસોને પકડવામાં આવ્યાં છે. તેમ અત્યાચારો પણ ઓછા થયા છે. પરંતુ સ્વયંસેવકો પાસેથી વાવટા ઝુંટવી લેવામાં અકથ્ય જુલમો થયેલા કહેવાય છે, ડાંગરનાં ખેતરો બાળી મૂકવામાં આવ્યાનું કહેવાય છે, ખાવાનું પણ જબરાઈથી લઈ લેવામાં આવ્યું છે. અમલદારોને શાક નહિ આપવા માટે ગુજરાતમાં એક સ્થળે આખું શાકબજાર લૂંટી લેવામાં આવ્યું હતું. આ બનાવો મોટા ટોળાની સામે બનેલા છે. મહાસભાના હુકમને લીધે જ આ ટોળાએ સામે થયા વિના આ બધું સહન કર્યું છે.

તેથી અત્યારે શરૂ થયેલી ડરાવી દેવાની નીતિનો અમલ આખા દેશને આવરી લે તે પહેલાં મને લાગે છે કે મારે વિશેષ ઉગ્ર પગલું લેવું અને આપના ક્રોધને વધારે જલદ પણ વધારે સાફ માર્ગે વાળવો. મેં વર્ણવી છે તે બધી વાતો આપ નહિ જાણતા

હો. હજી પણ આપના માન્યામાં એ આવશે નહિ. મારે તો એ વસ્તુ તરફ આપનું ચોક્કસ ધ્યાન ખેંચવું જ રહ્યું.

કારણ સત્યાગ્રહના શાસ્ત્ર પ્રમાણે તો, સરકાર જેમ જેમ વિશેષ દમનનીતિ વાપરે અને જેમ જેમ વિશેષ બેકાયદે બને તેમ તેમ સત્યાગ્રહીઓએ વિશેષ ને વિશેષ સંકટો વહોરવાં જોઇએ. સ્વેચ્છાએ ખમેલાં તીવ્રમાં તીવ્ર સંકટોને પરિણામે ચોક્કસ વિજય જ છે. હું જે કાર્ય ઉપાડવા ધારૂં છું તેમાં રહેલાં જોખમોનું મને જ્ઞાન છે. પરંતુ દેશ મારી વાત સમજવામાં ભૂલ કરે એવો સંભવ નથી. હું જે વિચારૂં છું અને કરવા ધારૂં છું તે જ કહું છું. હિંદુસ્તાનમાં પંદર વરસથી હું કહેતો આવ્યો છું અને પરદેશમાં વીસ વરસ સુધી મેં એ જ વાત કહી છે અને તે જ વાત હું ફરી કહું છું કે હિંસાને જીતવાના ઉપાય શુદ્ધ અને નિષ્કલંક અહિંસા જ છે. મેં એ પણ કહ્યું છે કે દરેક હિંસામય કૃત્ય, વાણી અને વિચાર પણ અહિંસાની પ્રગતિને આડે આવે જ છે. વારંવાર આટલી ચેતવણી આપ્યા છતાં લોકો હિંસાનો આશ્રય લેશે તો હરકોઇ મનુષ્યના કૃત્યને માટે બીજા મનુષ્યની જેટલી જવાબદારી અનિવાર્ય રીતે ગણાય છે તે સિવાયની બીજી કોઇ જવાબદારી મારે શિર નથી. પરંતુ આ જવાબદારીનો પ્રશ્ન બાજુએ રાખતાં પણ જો અહિંસા એ ઋષિમુનિઓએ કહ્યું છે તેવું અમોઘ બળ હોય અને તેના પ્રયોગનો મારો વિશાળ અનુભવ મારે એળે ન જવા દેવો હોય તો કોઇ પણ કારણસર મારે નિશ્ચિત પગલાં લેવાનું મુલતવી રાખવું જોઇએ નહિ."

રાત્રે ૧૨–૪૫ ને સુમારે સુરતના ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટ સંખ્યાબંધ પોલીસ સાથે આવીને એમને પકડી ગયા. અહિંસાની મૂર્તિરૂપ ગાંધીજીને આ હિંસક અને બીકણ માણસો રાત્રિના અંધકારમાં ઉપાડી ગયા. ગાંધીજીની ધર્મયાત્રાનો તો યેરવડા જેલમાં અંત આવ્યો; પણ એમના સાથીઓની કૂચ અને દેશની ફરજ હજી અધુરી રહી હતી.

ગાંધીજી પકડાયા પછી તરત જ ગુજરાતના વયોવૃદ્ધ નેતા પૂ. અબ્બાસ સાહેબે આવીને એમનું સ્થાન લીધું, અને પોતાના

જલાલપુરના ભાષણમાં ધરાસણા પર હુમલો લઈ જવાનો ગાંધીજીનો ઇરાદો પાર પાડવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો.

તા. ૮ મી મેને દિવસે જ આ ધાડ માટે અબ્બાસ સાહેબ સાથે ઇમામ સાહેબ, મણિલાલ ગાંધી, નરહરિ પરીખ, પ્યારેલાલજી, વાલજી દેસાઈ અને જુગતરામ દવે એટલા સભ્યોની સંગ્રામ-સમિતિ નીમવામાં આવી અને તા. ૧૨મીએ કરાડી છાવણીમાંથી કૂચ કરી અબ્બાસ સાહેબ છાવણીમાં રહેલા સત્યાગ્રહીઓ સાથે તા. ૧૪ મીએ સાંજે ઉંટડી છાવણીમાં પહોંચી જાય અને તા. ૧૫મીની સવારે ૬।। વાગે ધરાસણાના મીઠાના ઢગલા પર હલ્લો કરે એમ નક્કી થયું. તા. ૯મીએ અબ્બાસ સાહેબે નીચે પ્રમાણેનું જાહેરનામું બહાર પાડ્યું:

## ધરાસણા ઉપર

"મીઠાના કાયદા સામેની સત્યાગ્રહની લડત શુદ્ધ શાંતિ અને અહિંસાને રસ્તે આજ સુધી ચાલી હોવા છતાં સત્તાવાળાઓ કાયદા ને બંદોબસ્તના બહાના હેઠળ કોઈ પણ સુધરેલા રાજ્યને ન છાજે એ રીતે વર્ત્યા છે. સત્યાગ્રહીઓ ઉપર હેવાનિયત ભરેલા અને બીભત્સ ઇલાજો લેતાં પણ પાછું વળીને જોયું નથી. તેથી ગાંધીજી એવું પગલું લેવાનો ઇરાદો ધરાવતા હતા કે જેથી સરકારને કાં તો પોતાની રીત બદલી સત્યાગ્રહીઓ સાથે સભ્યતા અને નીતિથી વર્તવું પડે અગર તેમના ઉપર લાઠી કે ગોળી ચલાવવી પડે.

આ હેતુ પાર પાડવા ખાતર મહાત્માજીએ વાઇસરોય ઉપર નોટિસનો કાગળ ઘડી મૂક્યો હતો, જે પાછળથી મેં રવાના કર્યો છે, કાગળમાં તેમણે ધરાસણાના મીઠાના અગર પર 'દરોડો' પાડવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો છે.

આમ હોવાથી હવે તેમની ઘડેલી યોજના અમલમાં ઉતારવાની ફરજ આપણા ઉપર આવી પડી છે. એટલા માટે હું મહાત્મા ગાંધીજીની પહેલી સત્યાગ્રહી ટુકડી સહિત કરાડી છાવણીથી તા. ૧૨માં મેની સવારે પેદલ કૂચ કરવા ધારૂં છું. અમારી ટુકડી તા. ૧૪મીની સાંજે ધરાસણા પહોંચશે અને તા. ૧૫મીની સવારે સાડા ૭ વાગે સરકારી અગરનો કબજો લેવા માટે જશે."

સરકારે પણ પોતાની તૈયારી કરવા માંડી હતી. તા. ૧૨મીને દિવસે શ્રી. અબ્બાસ સાહેબને પકડવાના તેની જાણે આગાહી દેવા માટે મિ. કોઠાવાળા ૧૧મીએ સાંજે અબ્બાસ સાહેબ પાસે આવ્યા. અબ્બાસ સાહેબ જે પગલું ભરવા ધારે છે તે ફોજદારી ગુન્હો છે અને તે જોતાં ન અટકે તો સત્તાધીશો ને અટકાવવા પગલાં લેશે, એવી મતલબનો કાગળ લઇને તેઓ આવ્યા હતા. આ વિનય માટે અબ્બાસ સાહેબે કલેકટરનો આભાર માન્યો; પણ પોતાનો નિશ્ચય ફરે એમ નથી એમ જણાવ્યું

તા. ૧૨ મી ને સોમવારે ગાંધીજી પકડાયા પછી બરાબર એક અઠવાડિયે સવારે છને ટકોરે સૌ કૂચને માટે હારબંધ ઉભા રહી ગયા. પૂજ્ય કસ્તુરબાએ અબ્બાસ સાહેબને ગળામાં સૂતરની માળા આરોપી, કપાળે ચાંલ્લો કર્યો, અને ગાંધીજીનું પ્રિય ભજન 'વૈષ્ણવ જન તો તેને કહીએ' ગાઇને જવા નીકળ્યા. એમને વળાવવા આવનારાઓમાં મિસિસ તૈયબજી અને મુબઇથી આગલી રાતે જ આવેલાં શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાય, પૂજ્ય કસ્તુરબા અને કેટલીક બીજી બહેનો હતી, તેમજ ગ્રામવાસીઓ મોટી સંખ્યામાં હતાં. હજુ તો માંડ પાંચેક મિનિટ ચાલ્યા હશે ત્યાં તો સડક પર છ ખાલી મોટર અને બસો પોલીસોનું મોટું લશ્કર નજરે પડયું. હજુ તો લશ્કર આવતું જ જતું હતું. એ ઉપરથી એમનું ભાવી એ ભાઇઓ કળી ગયા. નજદીક જતાં ડિસ્ટ્રીકટ મેજિસ્ટ્રેટ, પોલીસ સુપરિન્ટેન્ડેટ અને મિ. આંટિયા એમની સામે આવી ઊભા રહ્યા. અને લાઠીઓ, બંદૂકો અને સંગિનોથી સજ્જ થયેલી સત્યાગ્રહીઓની સંખ્યાના કરતાં ચારગણી પોલીસની સંખ્યાએ એમને ઘેરી લીધા. ગ્રામવાસીઓને આગળ આવતાં અટકાવ્યા, અને ડિસ્ટ્રકટ મેજિસ્ટ્રટે ગુજરાતીમાં એમને સંભળાવ્યું: 'તમને ગેરકાયદે મંડળી ગણવામાં આવે છે, અને તેથી તમને વિખેરાઇ જવા ફરમાવવામાં આવે છે' અબ્બાસ સાહેબે એક ક્ષત્રિયને શોભે એવી શૂરવીરતાથી કહ્યું. 'અમે તમારા હુકમનો અનાદર કરીએ છીએ, અને તમે કરતા આવેલ છો તેમ ખુશીથી આ તમારા દંડાઓ અને બંદૂકો અમારી ઉપર ચલાવી શકો છો.' પરંતુ તેમ કરવાનો તો તેમણે ઇન્કાર કર્યો, અને અબ્બાસસાહેબ સાથે આખી ટુકડીને

પકડી, ખાલી આવેલી મોટરોમાં બેસાડી લઇ ગયા. શ્રીયુત જુગતરામ દવે જેઓ હમેશાં અબ્બાસ સાહેબને મળવા આવતા અને એ મુજબ આગલી રાતે પણ આવેલા તેમને પણ પકડવામાં આવ્યા. સૌને જલાલપુર કોર્ટમાં લઇ જવામાં આવ્યા.

તે જ દિવસે જલાલપુરની અદાલતમાં એમનો બધાનો મુકર્દમો ચાલ્યો. શ્રી. અબ્બાસ સાહેબને ૬ માસ સાદી, શ્રી. જુગતરામને ૬ માસ સખત અને બીજા ૫૪ને ૩ માસ સખત સજા કરવામાં આવી. આ રીતે સત્યાગ્રહ આશ્રમમાંથી ગાંધીજી સાથે નીકળેલી ટુકડીની કૂચ પૂરી થઇ.

અબ્બાસ સાહેબ તથા તેમની ટુકડીની ધરપકડ થશે એવી ગણત્રી આગળથી જ કરવામાં આવી હતી એટલે સુરત જીલ્લાના સૈનિકોની ટુકડીઓ ધરાસણા ઉપડી જવા તૈયાર થઇ રહેલી હતી.

પૂ. અબ્બાસ સાહેબ આશ્રમની આખી ટુકડી સાથે પકડાઇ ગયા પછી સુરત જિલ્લાના બસો ઉપર સૈનિકો ઊંટડીની છાવણીમાં જમા થઇ ગયા. ઘડીભર તો શ્રી. મણિલાલ ગાંધીની સરદારી નીચે ધરાસણા ઉપર તુરત જ હુમલો કરવાનો વિચાર કર્યો, પણ પછી અગાઉ નક્કી કરેલ તા. ૧૫મીને જ વળગી રહેવું એમ ઠર્યું. પૂ. અબ્બાસસાહેબ પકડાયા પછી શ્રીમતી સરોજિનીદેવી ધરાસણાની ચડાઇની સરદારી લે એમ નક્કી થયું હતું. અલ્લાહાબાદમાં તા. ૧૨ મીએ મળેલી કાર્યવાહક સમિતિમાંથી તેઓ સીધાં ઊંટડી આવ્યાં, અને સવારે સાડા ચાર વાગે પ્રાર્થના ચાલતી હતી તે વખતે જ છાવણીમાં પહોંચ્યાં.

કૂચનો સમય સવારનો ૬-૩૦ વાગ્યાનો રાખ્યો હતો. તે પહેલાં બધા સૈનિકો નાહીધોઇને પરવારી ગયા હતા નીકળતી વખતે ધ્વજ વંદન કરી, 'વૈષ્ણવજન'વાળું પદ ગાઇ, પૂ. બાના આશીર્વાદ સાથે બરાબર નક્કી કરેલે વખતે જ કૂચ શરૂ થઇ. મોખરે શ્રીમતી સરોજિનીદેવી હતાં. ઊંટડી ગામની હદ પૂરી થઇ અને ધરાસણાની હદ શરૂ થઇ ત્યાં સુધી પૂ. બા, ઇમામસાહેબ વગેરે તેમની સાથે હતાં. બરાબર ૭-૫ મિનિટે અગરની હદમાં કસ્ટમ હાઉસ આગળ તેમને રોકવામાં આવ્યાં. સામે પોલીસ સજ્જડ સાંકળ

કરીને ઉભા રહ્યા. તેમનામાંના કેટલાક પાસે બંદૂકો અને કેટલાક પાસે લાઠી હતી. કલેક્ટર તથા ડે. પોલીસ સુપરિન્ટેન્ડન્ટ પણ ત્યાં પહોંચ્યા. તેઓ કહે, 'આગળ જવું હોય તો જબરાઇ કરીને જાઓ.' સરોજનીદેવીએ કહ્યું, 'અમે તમારી સાંકળ તોડવા ઇચ્છતાં જ નથી 'We will stand till doomsday—પ્રાણાન્ત સુધી અમે અહીં જ ઉભવાનાં છીએ.' ત્યારપછી દસેક મિનિટ પછી પાસેના ઘરમાંથી કોઇએ ખુરસી આણી આપી તે ઉપર તેઓ બેઠાં. થોડીવાર પછી સૈનિકો પણ બેઠા, એટલે તેમની સામે લાઠીવાળા પોલીસો પણ બેઠા. સૈનિકોએ બેઠાબેઠા કાંતવા માંડયું.

આ વખતે કેટલાક અગરિયાઓ અગરની હદની અંદર પોલીસની હારની પાછળ બેઠા હતા. એવું સાંભળવામાં આવ્યું છે કે અમલદારોએ અગરિયાઓને કહ્યું કે તમે આ ગાંધીનાં માણસોને કહો કે મીઠું અમારૂં છે માટે તમે પાછા જાઓ. પણ અગરિયાઓએ તેમ કહેવાની ના પાડી, એટલે તેમને અગરની હદની બહાર કાઢી મૂક્યા. આવી વાત થઇ હો કે નહિ, એટલું તો નક્કી છે જ કે અગરિયાઓને પણ અગરની હદમાંથી બહાર કાઢયા અને અગરમાં કામ બંધ રહ્યું.

અત્યાર સુધી સૈનિકો સાથે પ્રેસ રિપોર્ટરો, ફોટોગ્રાફરો અને બીજાઓ પણ હતા અને તેઓ વાતોચીતો કરતા. સરોજિનીદેવીએ પોતાને વાંચવા માટે પુસ્તક તથા પોતાનું પાણી મંગાવ્યું. સાડા આઠ વાગે બીજા સૈનિકોને પાણી જોઇતું હતું. કેટલાક ભાઇઓ પાણી લઇને ગયા, પણ પાણી આપવા ન દીધું. એક ભાઇ સરોજિની-દેવી માટે ચોપડી તથા પાણી લઇને ગયા. પણ પોલીસે સૈનિકોની આસપાસ લાઠીના સાંકળ કરી લીધી હતી અને તેમને અટકાવ્યા. તેમણે ફોજદાર સાથે અને પછીથી કલેક્ટર સાથે વાટાઘાટ કરી કે તમે આ લોકોને પકડયાં નથી એટલે તેમને જોઇતી વસ્તુઓ પહોંચાડવાનો અમને હક્ક છે. આના જવાબમાં ચાલ્યા જાઓ.' એટલું જ કહેવામાં આવ્યું. પોલીસ સુપરિન્ટેન્ડન્ટે કહ્યું, 'It is a shame on India that you bring a woman for fighting

(હિંદુસ્તાનને શરમ છે કે એક સ્ત્રીને તે લડવા મોકલે છે).' તેમને તુરત જ જવાબ આપવામાં આવ્યો કે કેવળ જીવદયાનું કામ કરવા ગયેલી સ્ત્રીઓ ઉપર વીરમગામમાં ઘોડેસવારનો હુમલો લઇ જનારા આ સરકારના અમલદારોનાં મોમાં આ ટીકા ન શોભે. સરોજિની-દેવી સ્ત્રી છે, પણ સ્ત્રી કરતાં ઘણું યે વધારે છે. તેઓ તો અપવાદ-રૂપે આમાં પડયાં છે. ગાંધીજી માનતા હતા કે અગ્રેજોમાં સ્ત્રી-સન્માનની ભાવના હોવાથી તેઓ સ્ત્રીઓ પણ હુમલા કે જુલમ ન કરે એટલે જ પોતાની ઉપર પૂરેપૂરો જુલમ વહોરી લેવાની ખાતર, અમલદારોને જુલમ કરતાં જરાયે સંકોચ ન થાય એટલા માટે એમણે બહેનોને પોતાની ટુકડીમાં લીધી અને બનતાં સુધી લડતમાં મોકલવાની એમની મનાઇ હતી. પણ અધીરી બહેનોને ગાંધીજી કહેતા હતા કે તમારો પણ વારો આવશે. સરોજીનીદેવીની પસંદગી એમની જ હતી. એ વખત કયારનો આવી ચૂકયો છે. સ્ત્રીઓ પર વિના કારણે હુમલાઓ થયા છે, સરકારે જ પહેલ કરી છે. હવે તો સ્ત્રીઓએ ભારતના સ્ત્રીત્વની રક્ષા કરવા મેદાને જ પડવું રહ્યું, અને હિન્દની કેટલી યે સ્ત્રીઓ આજે જેલમાં જઇને બેઠી છે, એ જ બતાવે છે કે સ્ત્રીઓ પોતાની રક્ષા કરવા પોતાની જાતને પણ હોમવા તૈયાર થઇ ગઇ છે.

દસ વાગ્યા સુધી પ્રેસ રિપોર્ટરોને માત્ર પેનસિલ અને કાગળ સાથે જવા દેતા હતા, પાણી લઇને નહિ જ. પણ દસ વાગે તો તેમને પણ કાઢયા, અને એકલા સૈનિકો જ રહ્યા. તેમની આસપાસ પોલીસનું બહુ મોટું કુંડાળું કરવામાં આવ્યું, અને લોકોને બહુ જ દૂર કાઢવામાં આવ્યા. આગલે દિવસે સૈનિકોની આસપાસ કોઇ ટોળે ન વળે એવી સૂચનાઓ આસપાસનાં ગામના લોકોની સભા ભરીને આપવામાં આવી હતી. પણ સૈનિકોને ઘેર્યા છે અને તેમને પાણી પણ આપવા દેતા નથી, એટલે લોકો તો એ જોવાને અને બહેનો તો પાણી પહોંચાડવાને ટોળેટોળામાં ઉલટયાં. પણ રેડ ક્રોસ ધારણ કરેલ તથા પ્રમાણપત્રવાળી નર્સને પણ ના પાડવામાં આવી હતી, ત્યાં બીજાઓને તો ના પાડવામાં આવે તેમાં શી નવાઇ? છતાં શહેરની નર્સ એમ સહેજે પાછી જાય? ગ્રામનિવાસીબાઇઓ અને

તેમાં યે બહાદૂર કોળી બાઇઓ એમ કાંઇ પાછી હઠે ? તેઓ પોલીસની સાંકળ તોડીને અંદર જવાનું કરતી હતી, એટલે પોલીસનો એક વડો અમલદાર કહેઃ 'આમ ચોરી શા માટે કરો છો ?' ત્યારે પેલી બહેને જવાબ દીધોઃ 'ચોર તો તમે છો. અમારા બાપુને ચોરી ગયા છો.' આ બહેનોને પાણી આપવા ન જ જવા દીધી ત્યારે તેણે કહ્યુંઃ 'હું પાણી લાવી છું તે તમે તો પીઓ. તમને તરસ લાગી હશે. તમે પણ અમારા ભાઇ જ છો ને ? અંદર બેઠેલા અમારા ભાઇઓને નથી પીવા દેતા તો તમે પીઓ.'

એક બીજી કોળણ બાઇ પોલીસ અમલદારને કહેઃ 'આવી પાપી નોકરી છોડી દઇ આ કપડાં ઉતારી નાખો'. અમે તમને ખાદી આપીએ. અને તમારૂં ભરણપોષણ બીજી રીતે ન થતું હોય તો અમે તમારૂં અને તમારાં બૈરાંછોકરાંનું પૂરૂં કરવા તૈયાર છીએ. પણ તમારે બૈરાંછોકરાં છે જ નહિ, હોય તો આટલો જુલમ કરત નહિ.'

આવી પ્રશ્નપરંપરાના જવાબમાં પોલીસ અમલદાર બચાવ કરે છેઃ 'આજે મીઠું લૂંટવા આવ્યા છો અને કાલે તિજોરી લૂંટવા આવે તો શું અમારે લૂંટવા દેવી ? માટે અમે પાણી પાવા દઇશું નહિ.' પછી બાઇઓને ધમકી આપે છે : 'તમે અહીંથી નહિ જશો તો તમારા પર ગોળીબાર કરી તમને મારી નાંખીશું.'

આવી એક તરફથી પુષ્પથીયે કોમળ ભારતવર્ષની કોકિલા ભૂખે અને તરસે ઉનાળાના તડકામાં મહાત્માજીના કાર્યક્રમને પાર ઉતારવા માટે ઉગ્ર સંકલ્પ ધારણ કરીને ૫૦ સૈનિકો સાથે બેઠી હતી એ દૃશ્ય જેટલું પાવક હતું તેટલું જ હૃદય પીગળાવતું હતું; ત્યારે બીજી તરફથી આ સરળ બહાદુર સ્ત્રીઓના વિનોદ અને ટકાર કાંઇક રમૂજ પણ આપતા. બહેનોનાં ટોળેટોળાં માથે બેડાં લઇને ત્યાં જવાનું કરતાં, કેટલીકને તો ત્યાં પહોંચતાં પહેલાં જ આપણા સ્વયંસેવકો સમજાવીને પાછી કાઢતાં.

સાંજે છ વાગવા આવ્યા. ચોમેરથી ગામેગામની બહેનો પાણીનાં બેડાં સાથે ઊલટી. તેમને રોકવા માટે પોલીસો હાંફળા-

હાંફળા દોડાદોડ કરી રહ્યા. ફોટોગ્રાફરો તેમના ફોટા લેતા હતા. પરિસ્થિતિ સવારના જેવી જ હતી. સરોજિનીદેવી અગિયારબાર વાગતાં તો મૂર્છિત થઇ જશે એમ બધા ધારતાં હતાં. પરંતુ તે તો મોં ઉપર પાઉડર લગાવતાં હતાં, કાંસકીથી વાળ ઓળતાં હતાં, આરસીમાં જોતાં હતાં અને દદ્દાસન લગાવીને બેઠાં હતાં. સરકારી અમલદારો સાથે સારી પેઠે વાતો પણ કરતાં હતાં. શી વાતો કરતાં હશે તે તો કેમ ખબર પડે? પણ એમને ઠીક ચાબખા લગાવતાં હશે અને ગમ્મત પણ કરાવતાં હશે.

પોલીસ સુપરિન્ટેન્ડન્ટ મિ. રોબીન્સને સવારે તો બડાઇ હાંકી હતી કે જ્યાં સુધી મિસિસ નાયડુ અહીં બેસશે ત્યાં સુધી હું પણ અહીંથી ખસવાનો નથી. પણ આ બડાઇ હાંકતી વખતે આ સાહેબ ભૂલી જતા હતા કે પોતે જ્યારે એક સુકોમળ સ્ત્રીને ખાવાપીવાનું અટકાવી બેઠા છે ત્યારે તેઓ તો ઘણી યે વાર નાસ્તા-પાણી કરી આવવાના છે. સવારે તો આ લોકોએ ભારતની કોકિલા સાથે હરિફાઇમાં ઉતરવા હામ ભીડી, પણ બપોરના તડકામાં તો ગોરા અમલદારો છૂ જ થઇ ગયા હતા.

લડતનો રંગ બરાબર જામ્યોઃ હજારોની સંખ્યામાં લોકો આ પાવક દશ્ય શાન્તિથી જોઇ રહ્યાં હતાં.

રાતે પોણા વાગે કોણ જાણે શા કારણથી પોલીસ અમલદારોએ પોતાનો નિર્ણય ફેરવ્યો અને પાણી તથા ખાવાનું આપવા દીધું. રાતે દસ વાગે પોલીસોએ શ્રીમતી સરોજિનીદેવીને એક શેતરંજી આપી અને રાતે એક વાગે તેમનો બિસ્તરો મળ્યો. ત્યાં સુધી તેઓ સડક ઉપર શેતરંજી ઉપર જ સૂતાં ત્યાં જ પડયાં હતાં. સવારે છ વાગે છાવણીમાંથી સ્વયંસેવકોને માટે નાસ્તો પણ મોકલવામાં આવ્યો હતો. પોલીસ અમલદારે કહ્યું કે હવેથી ખાવાનું તથા પાણી આપવા દેવામાં આવશે.

સરોજીનીદેવી તથા બીજા સત્યાગ્રહીઓની આ તપશ્ચર્યાની વાત બીજે દિવસે સવારે તો દેશના ઘણા ભાગોમાં ફેલાઇ ગઇ અને છાપાંઓમાં તેનાં વર્ણનો ઉભરાવાં લાગ્યાં. જેણે આ હકીકતો

જાણી તે બધાના હૈયામાં ભારે દુઃખ થયું અને આ સરકારની નિષ્ઠુરતા વિષે તેમને ભાન થવા લાગ્યું. સરકારની જુલમ કરવાની અને સત્યાગ્રહીઓની સહન કરવાની શક્તિનો દેશને બરાબર ખ્યાલ આવ્યો.

૧૬મીએ સવારના ૬ા વાગે છાવણીમાંથી પચાસ પચાસ સૈનિકોની ત્રણ ટુકડીઓ પાછી ધરાસણા મોકલવામાં આવી. એ ત્રણે ટુકડીઓને પણ પહેલી ટુકડીની જેમ અટકાવવામાં આવી. સરોજિનીદેવીની ટુકડીને દશ વાગે પકડવામાં આવી. એને સરકારી હદની બહાર લઈ જઈને તેમને બધાંને છોડી મૂકવામાં આવ્યાં. બરાબર સત્તાવીસ કલાક પછી એ ટુકડી છાવણીમાં પાછી આવી. પેલી ત્રણ ટુકડીઓને પણ પકડીને સરકારી હદની બહાર છોડી મૂકવામાં આવી. પણ એ તો તાજા જ ગયેલા હતા, એટલે તરત ભેગા થઈને એ દોઢસોએ ફરીથી હુમલો કર્યો. જૂદેજૂદે ઠેકાણેથી જઈને ઘણા સૈનિકો મીઠાના ઢગલાની વાડ સુધી પહોંચી ગયા. મેદાનમાં બરાબર રંગ જામ્યો હતો. હજારો લોકો શાંતિથી ઊભાં રહીને લડાઈ જોતાં હતાં. બપોરે બે વાગે સુરતની એક ટુકડીએ ચપળતાથી પહોંચી જઈને અગરોમાંથી મીઠું પણ મેળવ્યું. પણ આપણે તો મીઠાના ઢગલાનો કબજો લેવાનો હતો. એટલે બધી ટુકડીઓએ અગરમાંથી મીઠું લેવાનો પ્રયત્ન ન કર્યો. સુરતની ટુકડીમાંથી અગિયાર સૈનિકોને પોલીસોએ લાઠીથી ખૂબ માર માર્યો. ઘણાખરાને છાવણીની ઇસ્પિતાલમાં લાવવામાં આવ્યા.

સાંજે મેદાનમાં રહેલા ૨૨૫ સૈનિકોને પકડીને કેદમાં નાંખવામાં આવ્યા. એમને માટે પાકી બાંધેલી જેલની તો જરૂર જ નહોતી. એટલે એમને તો એક વાડામાં રાખવામાં આવ્યા હતા. પહેલે દિવસે તો એમને બે પસાના ચણા મળ્યા હશે. નહાવાનું તો એમને મળે જ ક્યાંથી ? આખો દિવસ તાપમાં પડી રહેવાનું અને ખાવાનાં સાંસાં. સૈનિકોએ નક્કી કર્યું કે જ્યાં સુધી એમને સ્વચ્છ ખોરાક અને નહાવાનું નહિ મળે ત્યાંસુધી ખોરાક સ્વીકારવો નહિ.

સત્તરમીથી વીસમી સુધી રોજ સો દોઢસો સૈનિકોને મેદાનમાં ઉતારવામાં આવતા. પોલીસ એમને રોજ સાંજે કેદ પકડીને પોતાની

હદની બહાર છોડી આવતી. આવી રમત વધારે ચલાવવાનો કંઈ અર્થ નહોતો. એટલે નક્કી કરવામાં આવ્યું કે ૨૧મી તારીખે સવારે સૈનિકોની મોટી સેના લઈને મીઠાના ઢગલાઓ ઉપર સામટો હુમલો કરી, જરૂર પડે તો તારની વાડ પણ તોડીને મીઠાનો કબજો લેવો.

૨૦મી તારીખ સુધીમાં સૈનિકોની મોટી ભરતી થઈ ચૂકી હતી. ધરાસણા, ડુંગરી અને બીલીમોરા એ ત્રણ છાવણીઓ મળીને સૈનિકોની સંખ્યા ૧,૫૦૦ ઉપર પહોંચી હતી. એ જ સાંજે બધા સૈનિકોને ધરાસણાની છાવણીમાં ભેગા કરવામાં આવ્યા. સૈનિકોનો આટલો મોટો સમુદાય અંગ્રેજી અમલમાં ગુજરાતે આ પહેલાં ભાગ્યે જ જોયો હોય. સૈનિકોના ઉત્સાહથી છાવણીનું આખું ચોગાન ગાજી રહ્યું હતું. સાંજના પ્રાર્થના પછી શ્રી. નરહરિભાઈએ બધા સૈનિકોને ઉદ્દેશીને ટૂંકું ભાષણ આપ્યું. ગુજરાતની લાજ એમના હાથમાં હતી. ગાંધીજીના સંકલ્પ પ્રમાણે મીઠા વેરાને નાબૂદ કરાવવાનું પણ એમના હાથમાં હતું. હિંસા સામે અહિંસાની હરીફાઈ એમણે કરી બતાવવાની હતી.

૨૧મીએ સવારે ૬ વાગે બધા સૈનિકો ચોગાનમાં ખડા થઈ ગયા. સંગ્રામ-સમિતિના ચારે સભ્યો—ઇમામસાહેબ, નરહરિભાઈ, મણિલાલ ગાંધી અને પ્યારેલાલજી—આ મોટા સૈન્યને દોરવાના હતા. સરોજિનીદેવીએ બધાંને વિદાયવચનો કહ્યાં. ઇમામસાહેબે ગદ્દગદ કંઠે ઈશ્વર પાસે સત્ય અને અહિંસાની શક્તિ માગી. આખું વાતાવરણ પવિત્ર અને ગંભીર બની ગયું હતું. સવા છ વાગે ઇમામસાહેબે સૌને મોખરે રહી કૂચ શરૂ કરી. એમની પાછળ આખું સૈન્ય ચાલવા માંડયું. આગળ જતા સૈનિકો પોતપોતાના પ્રિય યુદ્ધનાદો મોટેથી બોલતા હતા. ધરાસણાના મેદાનમા પહોંચતાં સૈન્ય બે ભાગમાં વહેંચાઈ ગયું, અને મીઠાના બે જિલ્લાઓ ઉપર જુદા જુદા ભાગે હલ્લો કર્યો. તારની વાડની બહાર અને અંદર લાઠીવાળા સિપાઈઓ ગોઠવાઈ ગયા હતા. સૈનિકો વાડની નજદીક પહોંચતાં સિપાઈઓની લાઠી ઘુમવા લાગી. દૂર ઊભેલાં પ્રેક્ષકોને સૈનિકો ઉપર પડતા ફટકા સાંભળીને કમકમાટી ઊપજતી હતી.

લાઠીઓ પગ પર, વાંસાપર, છાતી પર, માથા પર—એટલે શરીરના બધાય ભાગો પર તડાતડ પડતી હતી. થોડીક મિનિટમાં અનેક સૈનિકો ઘાયલ થઇને મેદાનમાં ગબડવા લાગ્યા. વાડની અંદર રહેલા સિપાઇઓએ સૈનિકો પર ઢેફાં વરસાવવા માંડ્યાં. જોતજોતાંમાં તો ૨૦૦ ઉપર સૈનિકો ઘાયલ થઇને ભોંય પર પડ્યા. એમને ઉપાડીને બહાર લાવવાનું કામ કરનારાઓ પણ પહોંચી વળતા નહોતા. કેટલાક અમલદારો પણ સૈનિકો ઉપર છૂટથી લાઠીઓ ચલાવતા હતા. આલમશાહ નામનો એક અમલદાર અજબ નિર્દયતાથી માર મારતો હતો, અને સિપાઇઓ પાસે માર મરાવતો હતો ઢોરની જેમ સૈનિકો ઝુડાતા હતા. એટલામાં મિ. આંટિયાએ આવીને મણિલાલ ગાંધીને પકડવાનો હુકમ આપ્યો હુકમનો અમલ થાય તે પહેલાં તો આલમશાહે આવીને એમને થોડા ફટકાઓ લગાવી દીધા. નરહરિભાઇ અહીંથી સૈનિકોના મોટા સમુદાયને દોરવા માટે તેમની પાસે ગયા કે તરત જ એમના પર ફટકા પડવા માંડ્યા. થોડા પગ પર પડયા, થોડા હાથ પર, થોડા વાંસા પર, અને છેવટે એક માથા પર પડયો. સૈનિકો એમને બચાવવા માટે એમના આસપાસ ફરી વળતા, પણ એ આગળ જ ધસતા હતા. માથાના ઘાથી નરહરિભાઇ પડી ગયા. ખૂબ લોહી નીકળ્યુ, અને કળ વળ્યા પછી બીજાની સહાયથી ધીમેધીમે ચાલીને એ બહાર આવ્યા. સૈનિકો પણ લાઠી વીંઝાતી હતી તેની સામે આગળ ધસતા હતા. માર ખાઇને પડનારની સંખ્યા વધતી જ જતી હતી. આવા પાશવ હુમલા સામે નિઃશસ્ત્ર અહિંસક સૈનિકો આંગળી સરખીયે ઉપાડતા નહોતા, અને અપૂર્વ હિંમત અને સહનશીલતાથી માર સહન કરતા હતા. લાઠી પકડી લઇને પણ સૈનિકો પોતાનો બચાવ કરતા નહોતા, પણ નાળિયેરની જેમ પોતાનાં માથાં ધડાધડ ફૂટવા દેતા હતા. પણ આખરે એમને ધીમેધીમે પાછળ હઠવું પડયું. અને બધા સૈનિકો ઢગલાથી થોડે દૂર આવી પડયા.

સરોજિનીદેવી લડાઇમાં ઊતર્યાં નહોતાં, પણ મેદાન પર બધો વખત હાજર હતાં. સૈનિકોને આમ દૂર આવેલા એ નિરાંતે ન જોઇ

શકયાં. એમને ફરી હુમલો કરવાનું કહેવા માટે એ સૈનિકો વચ્ચે ગયાં. એટલામાં જ મિ. આંટિયાએ એમને ગિરફતાર કર્યા.

આ ટુકડીમાં આમ ચાલતું હતું તે વખતે બીજી ટુકડીમાં પણ એ જ ઘટના ચાલી રહી હતી. ઇમામસાહેબ અને પ્યારેલાલજીને તો સવારે મેદાનમાં આવતાની સાથે જ કેદ કરી લીધેલા. સૈનિકો ઉપર મારનો વરસાદ વરસતો જ હતો. ઘણા ઘાયલ થયા પછી બાકીનાને પણ દૂર હટવું પડયું. અહીં તો સૈનિકો સામે ઘોડા પણ દોડાવવામાં આવ્યો હતો.

દશ વાગ્યા સુધીમાં તો ૩૦૦ ઘવાયલા સૈનિકોને છાવણીની ઇસપિતાલમાં ખસેડવામાં આવ્યા. થોડીઘણી લાઠી ખાનારની સંખ્યા તો એ સિવાય ૪૪૦ હતી. આખી છાવણી ઘવાયેલાઓની ઇસપિતાલ બની ગઇ હતી. સમરાંગણમાં જેટલા ઘવાઇને પડતા તેમને ત્યાંથી ખસેડીને બહાર લઇ જવાનું કામ બહુ કઠણ હતું. સૈનિકો ભીની જમીનમાં ઘવાઇને ટપોટપ પડતા હતા. રેડ ક્રોસવાળાં ૧૦૦ માણસો એમને કેવી રીતે પહોંચી વળે? મીઠાના અગરો પાણીથી ભરેલા હતા, અને તેની સાંકડી પાળ પર થઇને ઘવાયલાઓને ઊંચકી લાવવાના હતા. સ્ટ્રેચરો બહુ ઓછી હતી. બે માણસો સાથે ચાલી શકે એટલી પાળ પહોળી નહોતી. એટલે ઘણાખરા સૈનિકોને રેડ ક્રોસવાળા માણસો વાંસા પર નાંખીને ઉપાડી લાવતાં. અગરોની આજુબાજુ ઘુંટણ સુધી પાણીથી ભરેલી ખાઇ હતી, તેમાં થઇને ઘવાયલાઓને લઇ જવાના હતા. ઘવાયેલાને ખાઇની પાસે જ નાંખવા પડતા. ત્યાં તેમની તાત્કાળિક સારવાર કરવામાં આવતી. અને ત્યાંથી તેમને સ્ટ્રેચર પર છાવણીના ઇસપિતાલમાં મોકલવામાં આવતા. મેદાનમાં ગામની અને બહારની ઘણી બહેનો રડતી જાય અને ઘવાયેલાની સારવાર કરતી જાય, એ કરુણ દેખાવ જોવો બહુ ભારે પડતો હતો.

ઘાયલ થયેલા અને માર પડેલા સિવાયના બધા જ સૈનિકો મેદાનમાં સાંજ સુધી બેસી રહ્યા, આગળ જવાની શક્તિ કે હિંમત એમનામાં રહી નહોતી. એમ આગળ જવું એમને વાજબી



તારની વાડ તોડનાર વીર સૈનિક શ્રી. હિમ્મતલાલ દવે, એમને માથા પર સખ્ત ઘા લાગ્યો હતો.



વલસાડની કોંગ્રેસ ઇસ્પિતાલમાં બેભાન સ્થિતિમાં પડેલા ત્રણ સ્વયંસેવકો



પોલીસોનો લાઠીનો માર (એમના હાથમાંની લાઠી પાતળી
નેતર તો નથી જ લાગતી)



પોલીસો નિર્દય રીતે સ્વયંસેવકને જમીનપર ઘસડે છે.

પણ નહોતું લાગતું; કેમકે એમની દૃષ્ટિએ એમ કરવામાં ફક્ત ઘાયલ થઈને પડવાનું જ રહેતું હતું. સાંજ પડતાં પોલીસે એમના પર ફરીથી ધસારો કર્યો, અને એમને છાવણીના નાકા સુધી હાંકી લાવ્યા. મેદાન પર હજી એંશી જેટલા સૈનિકો બેસી રહ્યા હતા. રાત પડતાં એ બધાને પોલીસે પકડી લઈને ધરાસણા ગામની હદની બહાર મૂક્યા.

રાત્રે બધા સૈનિકો પાછા છાવણીમાં નહોતા ફર્યા. કેટલાકે બારોબાર પોતાને ગામ પાછા જવાનું યોગ્ય ધાર્યું. છાવણીના મેદાનમાં હજારેક સૈનિકો તો હતા જ. આખા દિવસમાં સૈનિકોએ સહન કરવામાં કંઈ બાકી રાખી નહોતી. તોપણ કેટલાકને આમ સહન કર્યા કરવું ઠીક નહોતું લાગતું. સૈનિકો માંહોમાંહે વાતો કરતા હતા. રાત્રે પ્રાર્થના પછી બધા સૈનિકોને કહેવામાં આવ્યું કે જેમની ઇચ્છા હોય તે પોતાને ઘેર જઈ શકે છે. જે લાઠીનો માર અને બંદૂકની ગોળીનો વરસાદ પીઠ બતાવ્યા વિના સહન કરવા તૈયાર હોય તે જ અહીં રહે. અહીં તો પોલીસ આસપાસ ઘેરો ઘાલી ખોરાક પણ ન મળવા દે. સવારની પ્રાર્થનામાં પણ એ જ વાત કહેવામાં આવી. બસો જેટલા સૈનિકો આથી પોતાને ઘેર ગયા.

૨૨મી તારીખે હલ્લો કરવાનો નહોતો. એટલે આખો દિવસ શાંતિ રહેશે અને રહેલા સૈનિકોની બરાબર વ્યવસ્થા કરવાનો વખત મળશે એમ બધા ધારતા હતા. પણ દશ વાગે બૂમ ઉઠી કે મિલિટરી આવીને છાવણીને ઘેરો ઘાલે છે. છાવણીમાં થોડો ગભરાટ ફેલાયો. તપાસ કરતાં વાત ખોટી નીકળી. પણ પાંચ જ મિનિટમાં વાઘ ખરેખર આવ્યો. લાઠીવાળા પચાસેક સિપાઈઓ અને શીખ મિલિટરીનાં સો માણસો વાડની બહાર આવીને ઉભાં. ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટે છાવણીનાં માણસોને ગેરકાયદેસર મંડળીના સભ્યો જાહેર કરી પંદર મિનિટની અંદર છાવણી ખાલી કરવાનો હુકમ આપ્યો.

સૈનિકોને છાવણીના ચોગાનમાં તરત ભેગા કરીને એમને સૂચના અપાઈ કે આવી સ્થિતિ છે. જેમની મરવાની અને માર

ખાવાની તૈયારી હોય તે જ અહીં રહે. ૨૦૦ સૈનિકો ચોગાનમાં બેસી રામધૂન ગાવા લાગ્યા. એ જ મિનિટમાં લશ્કર આવ્યું. લાઠીઓ ઘુમાવતા બધા આવ્યા. કિટસન લાઇટ અને પાણીના ગોળાઓ ફોડી નાંખ્યા. અને બધા સૈનિકોને ચાલ્યા જવા કહ્યું. કોઇ ન ઉઠયું. કેટલાકને ઘસડયા અને પછી લાઠીનો પ્રહાર શરૂ થયો. કેટલાક ઉઠીને ચાલવા માંડયા, પણ ઘણાખરાને ઘસડીને બહાર કાઢવા પડયા. ૨૦૦માંથી ૧૫૦ જેટલાને માર પડયો. ૩૦ને સખત ઇજા થઇ ચાર બેભાન થયા. આ સૈનિકોમાં બોરસદ તાલુકાના પાળજ ગામના સ્વ. ભાઇલાલ દાજીભાઇ પણ હતા. તેમને એટલો બધો મૂઢ માર પડયો હતો કે તે બેભાન થઇ ગયા. તેમને દવાખાનામાં લાવ્યા પછી ઇન્જેકશન આપ્યું થોડી વારમાં તેમને ભાન આવ્યું ત્યારે તેમણે કહ્યુ : "મારા પર ચાર-પાંચ પોલીસો બૂટ સાથે ચડી બેઠા, અને તેમણે પેડુમાં બૂટની એડીઓ અને લાતો મારી તથા લાઠીના ગોદા પણ માર્યા પછી શું થયું તેની મને ખબર નથી." આવું ઘાતકી અને જંગલી વર્તન બીજાઓ પર પણ થયું હતું, અને તેમને બેભાન કર્યા હતા. દાકતરોએ એ ભાઇને તાત્કાલિક ઘટતી માવજત કરી અને માન્યું કે આરામ થતો જશે. પણ એમના પરનો હુમલો જીવલેણ નીવડયો. વીસ મિનિટમાં તેમણે દેહ છોડયો. આ હુમલા વખતે ભાઇ રતનલાલ લલ્લુભાઇ દેશાઇ (ગોપીપુરા, સુરત, ઉમર વર્ષ ૪૨, ધંધો: વેપાર.) હાજર હતા. તે નીચે પ્રમાણે કેફિયત લખાવે છે :

તા. ૨૨મીએ સવારે દશેક વાગે છાવણી ખાલી કરાવવા પોલીસ તથા મિલિટરી આવેલી ત્યારે વચલા મેદાનમાં સૈનિકો ભેગા થઇ બેઠેલા. તેમની બાજુમાં રેડ ક્રોસના સ્વયંસેવક તરીકે હું ઉભો હતો. મરનાર ભાઇલાલભાઇને મેં બેઠેલા જોયા હતા. તેઓ ખસેડતાં ખસતા ન હોવાથી પોલીસોએ તેમને લાઠીના ગોદા તથા લાતો નિર્દયતાથી મારી. તેઓ જમીન પર ઢળી પડતાં તેમને ઘસડીને પચાસેક ફૂટના દૂરના દરવાજા પાસે લઇ ગયા. ત્યાંથી પાછા આવવાનો ભાઇલાલભાઇએ પ્રયત્ન કર્યો એટલે ફરીથી પોલીસો તથા સરકારના બીજા ભાડુતી ગુંડાઓ તેમને લાઠીના ગોદા તથા બૂટની લાતોથી પેઢામાં તથા ગુહ્યમાં મારવા લાગ્યા. ત્રીસ ચાળીસ આવા ગોદા તથા લાતો મારી. પછી મરનાર બેભાન થયા

એટલે હું બીજા ભાઈઓની મદદથી તેમને 'સ્ટ્રેચર' પર ઉંચકી દવાખાનામાં લઇ ગયો. તે વખતે દા. ભરૂચાએ તેમને તપાસી દવા આપી. હું તેમને માથે બરફ ઘસતો હતો. થોડીવારે તેમને ભાન આવતાં, તેમને ક્યાં મારવામાં આવ્યા તેમ પૂછતાં, તેમણે હાથના ઇશારાથી અને બોલીને કહ્યું કે પેઢામાં તથા ગુદાની જગ્યાએ લાતો અને ગોદા મારવામાં આવ્યા છે. ત્યારપછી અર્ધા કલાકના આશરે તે ગુજરી ગયા."

તેમના મરણ બાદ દાકતરોએ પોસ્ટ–મોર્ટમ (શબની તપાસ) ની માગણી કરી. પોસ્ટ–મોર્ટમ માટે લાશ વલસાડ મોકલી. સાથે મુંબઇવાળા દા. ભાસ્કર પટેલ, એમ. ડી., ને મોકલવામાં આવ્યા. દવાખાનામાં પહોંચતાં દાકતરે પોસ્ટ–મોર્ટમ વખતે હાજર રહેવા દેવાની માગણી કરી હતી; પણ મ્યુનિસિપાલિટીના દાકતરે તેમ કરવા દેવાની ના પાડી. મ્યુનિસિપાલિટીના ચેરમેનની વિનતી છતાં પણ બહારથી અંદર જવા દેવાની પોલીસે ના પાડી. પોસ્ટ–મોર્ટમ પૂરું થયા પછી દા. ભાસ્કરરાવે રિપોર્ટની માગણી કરી. એનો જવાબ દાક્તરે ન આપ્યો અને ફોજદાર પાસ માગવા જણાવ્યું. એ ઉપરથી અને શ્રી. મણિબહેન સાથે પોલીસ અમલદારે મોકલાવેલ સંદેશા ઉપરથી દાક્તર ભાસ્કરરાવે મિ. બ્રહામ ઉપર રિપોર્ટ માટે તા. ૨૪ના રોજ અરજી કરી. ત્રીજે દિવસ સવારે, ત્રણ અમલદાર દવાખાનામાં આવ્યા અને દાક્તર પાસે દર્દીઓના રેકોર્ડ વગેરેની માગણી કરી. દા૦ ર ભાસ્કરરાવે જવાબ આપ્યો કે રેકોર્ડ બરાબર રાખ્યાં છે, પણ વ્યવસ્થિત ગોઠવવા માટે વલસાડ મોકલવામાં આવ્યાં છે. ત્યારબાદ એમણે ભાસ્કરરાવની મરના- બાદ સંબંધીની કેફિયત લીધી, જેમાં દાક્તરે છેવટે જણાવ્યું કે અચાનક મૃત્યુ પેટ પર મૂઢ માર વાગવાથી પણ થઇ શકે છે. પોસ્ટ–મોર્ટમનો રિપોર્ટ મેળવવા માટે દા. ભાસ્કરરાવે કરેલી અરજીનો જવાબ તા. ૨૭ના રોજ સવારના નવ વાગતાં મળ્યો, જેમાં મિ. બ્રહામ પોતે જણાવે છે કે તમારી અરજી સ્વીકારવામાં આવતી નથી; કારણ રિપોર્ટ એ કંઇ જાહેરપત્ર નથી.

આ પ્રમાણે સરકારે પોતાની રીત પ્રમાણે આવા ગંભીર કેસ પર પણ ઢાંકપિછોડો કર્યો.

પોસ્ટમૉર્ટેમ પછી તેમની લાશ પ્રજાને સોંપવામાં આવી, અને વલસાડમાં તેમના શબને અગ્નિદાહ દેવા રાત્રે અગિયાર વાગે સાતેક હજાર માણસોએ ભાગ લીધો અને ખૂબ ધામધૂમથી :અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો.

ચાળીસ સૈનિકોને આખરે ગિરફતાર કરવા પડયા. કલાક પછી એમને ઉંટડીના પાદર પર લઇ જઇને છોડી મૂકવામાં આવ્યા. સાંજે ફરી ડેપ્યુટી પોલીસ સુપરિન્ટેન્ડન્ટ થોડા પોલીસો સાથે આવીને કાગળો વગેરે તપાસી ગયા.

આવો ગોઝારો અત્યાચાર જોઇને તો બધાને જ કમકમાટી ઉપજે, પણ એ જાણીને યે આખા ગુજરાતમાં અને હિંદમાં દુઃખ, અસંતોષ અને રોષની જવાળા સળગી ઉઠી છે. કાયદાનું પાલન હિંદમાં કેમ કરાવાય છે તે આના પરથી સ્પષ્ટ રીતે બધાને માલૂમ પડયું છે.

પણ સત્યાગ્રહીઓનો તો એ દિવસે સ્પષ્ટ રીતે વિજય જ થયો. અહિંસાનો સિદ્ધાંત અખંડ રહ્યો છે. એક પણ પોલીસને ઉઝરડો સરખો પડયો નથી. જેમણે બલિદાન આપ્યાં છે તેમણે હસતે મોઢે આપ્યાં છે. ચાલ્યા ગયા તેમની અસર દેશમાં ગમે તેવી થાય, પણ સેંકડો ઘવાયા અને એક મર્યો તેમની અસર વિષે તો સંશય છે જ નહિ. ભાગ્યા વિના આટલું દુઃખ વેઠતા બધા થઇ જાય, એટલે સરકારનાં બધાં શસ્ત્રો બૂઠાં થવાનાં.

તા. ૨૧મી અને ૨૨મીએ સૈનિકોને ધરાસણામાં જંગલી રીતે માર પડયો હતો તોપણ એમના ઉત્સાહમાં જરા પણ ઓટ નહોતી આવી. જે સૈનિકો પોતાને ઘેર ચાલ્યા ગયેલા તેઓ પણ ઇચ્છતા તો હતા જ કે લડાઇ છેવટ સુધી લડાવી જોઇએ. લડાઇમાં એક ક્ષણ એવી યે આવી ગયેલી કે જ્યારે આ લડત મોકૂફ રાખવાના વિચાર પણ ચાલતા હતા, અને તા. ૨૨મીએ તો સૈનિકોને હુકમ પણ છૂટી ગયેલો કે તેણે છાવણીમાં પાછા ન ફરતાં પોતપોતાને ઘેર જ જવું. ડુંગરી છાવણીમાં અલાયદા રાખેલા છસો સૈનિકોને પણ ઘેર મોકલી દેવામાં આવ્યા હતા. એમાંથી ઘણાખરા ઘેર જવા બિલકુલ તૈયાર નહોતા. તોપણ તાલીમબદ્ધ સૈનિકો હુકમને

માન આપી પાછા ફર્યા. પાછા જતી વખતે સૈનિકોને કહેવામાં તો આવેલું કે એમણે હમેશાં તૈયાર જ રહેવું જોઇશે. કારણુ કે ધરાસણાનો વાવટો તો ફરકતો રાખવાનો જ છે. આમ સૈનિકોની મોટી સંખ્યા પાછી મોકલવામાં આવી; છતાં કેટલાક તો નરત જ પાછા છાવણીમાં આવી પહોંચ્યા હતા.

સદ્‌ભાગ્યે સંગ્રામ–સમિતિએ તરત જ નિર્ણય કર્યો કે ગમે તેટલાં ઓછાં માણસોએ પણ ધરાસણાની લડાઇ ચાલુ રાખવી. બાકી રહેલા સૈનિકોમાં તો એકદમ ઉત્સાહ ફેલાઇ ગયો, અને આખા ગુજરાતમાં એ ખબર વાયુવેગે ફેલાઇ ગયા. તા. ૨૩મીએ સવારે જ શ્રી. નરહરિભાઇએ નીચેનો સંદેશો લખ્યો :

## વાવટો ફરકતો રાખો

"ધરાસણાનો વાવટો ફરકતો રાખો. ગઇ કાલે તા. ૨૨મીએ લશ્કરી માણસોની મદદ લઇ છાવણી ખાલી કરાવી. પણ કેટલાક સૈનિકો અડગ રહી હજી છાવણીમાં જ છે. આજે સવારે જિલ્લા મેજીસ્ટ્રેટ, પોલીસ સુપરિન્ટેન્ડન્ટ તથા ડેપ્યુટી પોલીસ સુપરિન્ટેન્ડન્ટ મારી પાસે આવ્યા અને છાવણી ખાલી કરી જવા ફરમાવ્યું. પણ મેં જણાવ્યું કે છાવણી હું નથી ખાલી કરવાનો. જે કરવું હોય તે કરો. સંભવ છે કે અત્યારે જેઓ છે તેમને ગિરફતાર કરી છાવણી ખાલી કરાવે. પરંતુ હું ગુજરાત તથા સારા હિન્દુસ્તાનને કહું છું કે લડત ચાલુ રાખે. ધ્યાનમાં રાખવાનું કે સંપૂર્ણ રીતે અહિંસક રહીને જેઓ લાઠીનો માર અથવા ગોળીબાર ખમવા તૈયાર હોય તે જ અહીં આવે. એવા બહાદુરો દેશમાંથી જરૂર નીકળશે. એમને માટે નાયકની જરૂર ન જ હોય. તે પોતે સેનાપતિ થઇ આગળ તૈયાર થાય. ઇશ્વર આ કસોટીમાંથી પાર ઉતરવાનું બળ આપો."

તા. ૨૩મીએ બપોરે દોઢ વાગે વીસ પોલીસ સાથે એક અમલદાર છાવણીનાં બધાં કાગળીયાં તપાસવા માટે આવ્યો. સૈનિકો પોતપોતાની જગ્યાએ બેસી રહ્યા હતા. મિ. દેસાઇએ કાગળીયાં ફેંદવા માંડયાં. દોઢેક કલાક સુધી આ તપાસ ચાલી.

ત્રણચાર કાગળો વીણીને ઉપાડી લીધા. પણ એમાં કંઇ મહત્ત્વ નહોતું. તપાસ ચાલતી હતી એ દરમ્યાન વીસેક સિપાઇઓ બરાબર પહેરો ભરતા હતા. સૈનિકો પોતપોતાનું કામ કરતા હતા તોપણ તેમને અતિથિસત્કાર કરવાનુ સૂઝયું. બે દિવસ સુધી જેમને પોતે સ્વેચ્છાએ પોતાનું લોહી આપેલું તેમને જ સૈનિકોએ આજે થોડું પાણી પણ પાયુ. તાપમાં તરસ્યા થયેલા બધા સિપાઇઓએ તો નિરાતે પાણી પીધું, પણ એમના અમલદારે સરકાર પ્રત્યેની પોતાની વફાદારી જાળવી રાખવા પાણી ન પીધું. કારણ એમને તો લૂંટનો જ માલ ખપે. તા. ૨૨મીએ છાવણી તોડવા આવેલા ત્યારે એમણે છાવણીના ભંડારમાથી ફળો લૂંટીને આરોગ્યાં હતાં! સૈનિકો પાસે ફળો માગ્યાં હોત તો ઘણી ખુશીથી તેઓ એમને એ પીરસત, પણ એમને ધીરજ અને વિશ્વાસ કયાંથી? ભૂખ્યા વરૂની જેમ એ તો ખાવા દોડેલા.

પોતાની તપાસ પૂરી કર્યા પછી મિ. દેસાઇએ પોતાના સાથી જોડે થોડીક મસલત કરી લીધી અને સાડા ત્રણ વાગે શ્રી. નરહરિભાઇને કહ્યું: "તમને ગિરફતાર કરીએ છીએ. અમારી સાથે આવશો ને? તૈયારી માટે જેટલો સમય લેવો હોય તેટલો લેજો." શ્રી. નરહરીભાઇએ તો તરત જ તૈયારી કરી લીધી. હતા એટલા સાથે બેસી ગયા. નરહરિભાઇ તો ખૂબ આનંદમાં હતા. એમના સાથીઓ શ્રી. ઇમામસાહેબ, પ્યારેલાલ અને મણિલાલ ગાંધી કરતાં એમનુ ભાગ્ય મોટું હતું, કેમકે એમને તો સમરાંગણમાં લાઠીનો મીઠો પ્રસાદ પણ મળેલો. એ આનંદ એમના મોં ઉપર પૂરેપૂરો દેખાઇ આવતો હતો. બધાને એમણે ખૂબ હેતથી આશીર્વાદ આપ્યા. સાથે બેસી બધાએ વૈષ્ણવજનનું ભજન ગાયું, અને પા કલાકમાં એમણે વિદાય લીધી. ધરાસણાની કોર્ટ સમક્ષ એમનો કેસ ચાલ્યો ત્યારે એમણે જે કેફિયત રજૂ કરેલી તેમાંથી નીચે આપવામાં આવેલા ફકરા પરથી વાંચનારને લડતનું રહસ્ય સમજાશે:

"અત્યાર સુધી આગેવાન ગણાતા માણસોને ગિરફતાર કરી લઇ સામાન્ય સૈનિકો ઉપર અત્યાચાર કરવાની નીતિ સરકાર બધે ચલાવતી આવી છે. પણ આગેવાન હોવા છતાં ગિરફતાર

થયા પહેલાં મને લાઠીના ફટકાનો લાભ મળ્યો છે તે માટે હું મને બહુ ભાગ્યશાળી માનું છું અને ધરાસણાના મીઠાના જિલ્લા ઉપરના બધા જ હુમલા દરમ્યાન હું જાણું છું ત્યાં સુધી મારા બધા જ સૈનિકોએ ગાંધીજીના અહિંસાના સિદ્ધાન્તનું સારી રીતે પાલન કર્યું છે; તે માટે પરમ કૃપાળુ પરમેશ્વરનો પાડ માનું છું. અમે મીઠાના જિલ્લામાંથી ચપટી પણ મીઠું લઇ શકયા નથી તેથી અમારી જરા પણ હાર થઈ છે એમ હું માનતો નથી. સત્યાગ્રહની લડતમાં હાર કદી હોતી જ નથી. જેટલું શુદ્ધ બલિદાનનુ પ્રમાણ વધારે તેટલી જીત મોટી. હું તો માનું છું કે ધરાસણાના અગર ઉપર જે બલિદાન અપાયું છે તેથી અમલદારોનાં, લશ્કરી માણસોનાં હૃદય ઓછાવત્તા પ્રમાણમાં પલળ્યાં જ હશે. ધરાસણાના ક્ષેત્ર ઉપર તેમજ બીજે એ બલિદાનનો પ્રવાહ ચાલુ જ રહેશે, અને એ બલિદાનથી જ આ સરકાર કાં તો સુધરશે, કાં તો નાશ પામશે."

છાવણી શ્રી. અંબાલાલ પટેલને સોંપવામાં આવી. તારીખ ૨૫ મીએ સવારે જ એમનો પણ વારો આવ્યો. આઠેક વાગે અમલદારો સિપાઇઓ સાથે આવ્યા. સૈનિકો કેટલાક ગામમાં ગયા હતા એ પણ પકડાવાની હોંશે દોડી આવ્યા. ડો. ત્રિભુવનદાસ પણ દોડતા આવ્યા. એમણે પોતાની ઓળખાણ દાક્તર તરીકે નહિ પણ સૈનિક તરીકે આગલે દિવસે આપી દીધેલી. એ તો આવતાંની સાથે જ ઝડપાયા. ભાઈ અંબાલાલને પણ તરત પકડી લીધા. બન્નેને ઉપાડી જવામાં આવ્યા. છતાં છાવણી સૂની પડી નહોતી. બાકીના સૈનિકો ત્યાં જ દઢ નિશ્ચય કરીને બેઠા રહ્યા.

હવે ધરાસણાની લડત માત્ર ધરાસણામાં જ રહી નહોતી. સરકારની યોજનાને લીધે એનો વિસ્તાર છેક અમદાવાદ સુધી પહોંચ્યો.

તા. ૨૫મીએ ૫૦ સૈનિકોની ટુકડી લઇને મુનિશ્રી જીનવિજયજી અને શેઠ રણછોડભાઇ ધરાસણા આવવા તૈયાર થયા. એ ટુકડીને પકડી લેવાની ઇચ્છા તો સરકારને હતી જ. પણ અમદાવાદમાં એ કામ કરવાની એની હિંમત કેમ ચાલે? પોલીસ ટ્રેનમાં તેમની

સાથે જ બેઠી અને બારેજડી સ્ટેશને ટ્રેન ઉભી રાખી શેઠ રણછોડલાલને તથા મુનિજીને તેમની આખી ટુકડી સાથે પકડી લેવામાં આવ્યા. બીજે જ દિવસે એમને સજા થઇ.

આ ટુકડીને સજા કરવામાં આવી તે જ દિવસે ધરાસણાની છાવણી તોડી નાંખવાનો નિશ્ચય સુરતના કલેકટર મિ. બ્રહામે છાવણીના સૈનિકો આગળ જાહેર કર્યો. તેમણે બપોરે ત્રણ વાગ્યા સુધીમાં છાવણી ખાલી કરી જવા ફરમાવ્યું, અને રેવન્યુ કોડની રૂએ એ જમીનનો ઉપયોગ સરકારની પરવાનગી વિના ખેતી સિવાયના કામમાં કરેલો હોવાથી જમીન ખાલસા થયેલી જાહેર કરવામાં આવી. દવાખાનામાં ત્રણ ઘાયલ સૈનિકો હજુ પડેલા હતા. ડોક્ટરને ખાત્રી આપવામાં આવી કે ઇસપિતાલને કંઇ અડચણ નહિ આવે.

અગિયાર વાગે સૈનિકો જમતા હતા એ વખતે જ પોલીસનાં માણસો એક યુરોપિયન અમલદાર સાથે મોટર લઇ આવી પહોંચ્યાં. આજુબાજુના આંબાની કાચી કેરીઓ તોડીને એમણે મોટરમાં ભરી. છાવણીના રસોડામાં જે કેરી હતી તે તેમણે માગી એટલે સૈનિકોએ ખુશીથી આપી. વધારાનો સામાન હતો તે બહાર મોકલાવ્યો. બાકી રહેલા તેવીસ સૈનિકો કેસરીયાં માટે તૈયાર થઇ ગયા હતા. ચાર વાગ્યા પહેલાં બધા અમલદારો આવી પહોચ્યા. વલસાડના મામલતદારે જમીન ફરીથી ખાલસા જાહેર કરી. કલેકટરે જગ્યા ખાલી કરવાનો ફરી હુકમ આપ્યો. પણ કોઇ ખસ્યું નહિ. બેત્રણ સૈનિકોને ઘસડીને બહાર મૂકવામાં આવ્યા, અને બાકીનાઓને પોલીસ સાથે દરવાજા બહાર કાઢયા. બધા સૈનિકો દરવાજા આગળ તકલી કાંતતા બેઠા. અંદર પોલીસનો પહેરો રાખવામાં આવ્યો હતો. અમલદારો અને સો પોલીસો છાવણીના માંડવાઓ અને તંબૂઓ તોડવાના કામમાં લાગી ગયા. મોટા અમલદારો પણ ખૂબ ઉત્સાહથી આ વિનાશનું કામ કરતા હતા. બેએક કલાકમાં તો આખો માંડવો જમીનદોસ્ત કરવામાં આવ્યો. તંબૂઓ પણ ઉખેડી નાંખવામાં આવ્યા. બધો યે સામાન

ચોગાનમાં એકઠો કરી સાચવવા માટે લાઠીધારી પોલીસો આસપાસ ઉભા રહી ગયા.

સૈનિકો બરાબર દરવાજા વચ્ચે બેઠેલા હતા એટલે વારંવાર આવજા કરતા અમલદારો એમને હેરાન કરતા હતા. સૈનિકો ખસવા તૈયાર નહોતા, એટલે કેટલાકના પગ પકડીને અમલદારો ખેંચતા. છેવટે મિ. ગેરેટ વગેરે અમલદારો છાવણીમાંથી ગયા ત્યારે એમાંનો એક ગોરો દરવાજાના ચોકીદારને કહેતો ગયો, "મોટર આ લોકની ઉપરથી લઇ જાઓ." આ હુકમ સાંભળી બધા પ્રેક્ષકો ચમક્યા અને અંતિમ પરાક્રમ કેમ પાર ઉતરે છે એ જોવા પાસે પહોંચી ગયા. ઠક્કર બાપા પણ ત્યાં હાજર હતા. બધાંને થયું કે થોડી વારમાં પશુતાનું એક નવું સ્વરૂપ જોવાનું મળશે.

મોટર અંદરથી નીકળી. જેમ તેમ કરી દરવાજો ખોલાયો. પણ તેવીસ સૈનિકો ઉપર થઇને મોટર દોડાવી જવાની હિંમત કોઇની ન ચાલી. આંટિયા આવ્યા. આલમશાહ આવ્યા. પણ મોટર કે સૈનિકો કોઇ ખસ્યું નહિ. આખરે થોડા પોલીસોને બોલાવવામાં આવ્યા અને સૈનિકોને બાજુ પર કાઢવાનો હુકમ થયો. સૈનિકો પાંચપાંચની હારમાં પોતાના હાથની સાંકળ કરીને બેઠા હતા. પોલીસો એમને વળગ્યા અને તેમને ઘસડીને થોડે દૂર સુધી ખેંચી ગયા. કેટલાક સૈનિકો પાછા આવવાનો પ્રયત્ન કરતા હતા તેમને દાબી રાખીને ત્યાં ને ત્યાં જ રોકી દેવામાં આવ્યા. આમ મોટરનો રસ્તો ખુલ્લો થયો. મોટર ગયા પછી બધા સૈનિકો પાછા દરવાજા વચ્ચે બેસી ગયા. છાવણીની જમીન ઉપર એક ગોરો અને અઢાર બંદૂકધારી પોલીસો ચોકી ભરતા બેઠા. સૈનિકો આખી રાત છાવણીના બહારના મેદાનમાં જ્યાં એમને ખેંચી કાઢવામાં આવ્યા હતા ત્યાં જ ખુલ્લામાં સૂઇ રહ્યા. તા. ૨૭મીએ સવારે એક અમલદાર આવીને છાવણીના ડોકટરને કહી ગયા કે દસ વાગ્યા સુધીમાં ઇસ્પિતાલ ખાલી કરો. આગલે દિવસે સવારે તો અમલદારો કહી ગયેલા કે ઇસ્પિતાલ ગમે તેટલો વખત અહીં રાખો તોપણ અમારે વાંધો નથી. વળી એ જ દિવસે બપોરે સરકારી ડો. કર્નલ કામત દરદીઓને આવીને તપાસી ગયા હતા, અને છાવણીના ડોકટરને

કહી ગયા હતા કે ત્રણે દરદીઓને ખસેડવામાં કંઇ વાંધો નથી; એમને વલસાડની ઇસ્પિતાલમાં ખસેડવાની વ્યવસ્થા કરી આપીશું. પણ દરદીઓ સરકારી દવાખાનામાં જવા તૈયાર નહોતા, એટલે એમને સ્ટેશન સુધી મોકલી આપવાની વ્યવસ્થા કરવાનું એમણે માથે લીધું હતું. પણ તા. ૨૭મીએ સવારે તો મી. સુખાવળા બે સ્ટ્રેચર લઇને આવી પહોંચ્યા અને દાક્તરને કહેવા લાગ્યાઃ "દસ વાગ્યા સુધીમાં દરદીઓને ઉપાડી જઇ ઇસ્પિતાલ ખાલી કરો." મોટરની વ્યવસ્થાની તો વાત જ શી કરવી? પણ સાથે આણેલી બે સ્ટ્રેચર ઉપાડવા માટે એ માણસો આપવા પણ તૈયાર નહોતા. દાક્તરે એમની બુદ્ધિને જાગ્રત કરવાનો અને ગઇ કાલે અમલદારોએ અને કર્નલે આપેલા વચનનું સ્મરણ કરાવવાનો બહુ પ્રયત્ન કર્યો, પણ એમના શબ્દોની અમલદાર પર કંઇ અસર ન થઇ. ઘવાયેલાઓને આખરે સૈનિકો ઉપાડીને ઉંટડી ગામમાં લઇ ગયા. થોડી જ વારમાં ઇસ્પિતાલનો માંડવો પણ તોડી નાખવામાં આવ્યો. વાંસ વગેરે બધો સામાન ઉપાડવા માટે અગરિયાઓનાં ગાડાં વેઠે રોકવામાં આવ્યાં, અને આ લૂંટનો બધો સામાન એ કહેવાતા કાયદેસરના લૂટારાઓ ઉપાડી ગયા.

ઠેકઠેકાણેથી સૈનિકો આવવા લાગ્યા. સરકારે ૧૪૪મી કલમનું શસ્ત્ર તા. ૨૩મીથી ઉંટડી અને ડુંગરી ગામની હદમાં પણ ફેંક્યું. તા. ૧૨મીથી એક માસ સુધી એ કાયદાનો અમલ ધરાસણા, છરવાડા ને ઉમરસાડી એ ત્રણ ગામમાં તો લાગુ પડી જ ગયો હતો. ધરાસણા ખાતે લાઠી અને બંદૂકધારી સિપાઇઓ ઉપરાંત આ નવું શસ્ત્ર સરકારે વાપરવા માંડ્યું. ઉંટડીની છાવણી અને ડુંગરીનું રેલવે સ્ટેશન એ હવે યુદ્ધક્ષેત્ર બની ગયાં. ડુંગરી સ્ટેશને બધો વખત શીખ મિલિટરીનો પહેરો કાયમ રહેવા લાગ્યો. તા. ૨૭મીએ બપોરે સુરતથી એક ટુકડી ડુંગરી સ્ટેશને ઉતરીઃ પ્લેટફોર્મ છોડીને ટુકડી આગળ ગઇ કે તરત તેના નાયક ભાઇ પુરાતન બૂચને બોચી પકડી બહાર ખેંચી કાઢવામાં આવ્યા. બાકીનાને બીજી જ ગાડીમાં બેસાડી સુરત મોકલી આપવામાં આવ્યા.

ઊંટડી છાવણીની બહાર પડેલા સૈનિકો તા. ૨૭મીએ રાત્રે પોલીસનો પહેરો ઉઠી જતાં તરત છાવણીના આંબા નીચે જઇને પડ્યા. ૨૮મીએ સવારે નવ વાગે અમદાવાદથી વલસાડ છાવણીમાં આવેલી શ્રી. બળવંતરાય ઠાકોરની સરદારીવાળી ૩૪ સૈનિકની ટુકડીએ ઉંટડી છાવણીની સંખ્યામાં ઉમેરો કર્યો. પણ બપોરે ૧॥ વાગે પોલીસનું ધાડું આવ્યું. શ્રી. બળવંતરાયને તરત જ ગિરફ્તાર કરી જૂદા પાડ્યા. કેટલાક સૈનિકો ગામમાં જમવા ગયેલા તે તરત દોડીને પોતાના સાથીઓ સાથે ભળી ગયા. એ બધા સૈનિકોને ગિરફ્તાર જાહેર કરીને છાવણીની હદમાંથી બહાર કાઢયા.

પણ છાવણી બે કલાક ખાલી નહિ રહી હોય એટલામાં ૨૭મીએ ડુંગરીથી પાછી સુરત ઉપાડી જવામાં આવેલી ટુકડીએ આવીને છાવણી સાચવી લીધી. કલાકેકમાં ખેડાના બોરસદ તાલુકાની ૪૦ સૈનિકોની ટુકડી એ ચોવીસ સૈનિકોમાં આવીને ભળી. સરકારનાં માણસો છાવણીની આંજુબાજુ રખડયાં જ કરતાં હોય. સાંજે ૬–૨૦ વાગે પોલીસનાં માણસો આવ્યાં. સૈનિકોને ગિરફ્તાર કરેલા જાહેર કર્યા. પણ હવે એ ૬૫ ઉઠવા તૈયાર નહોતા. છેવટે મિ. આંટિયાએ કહ્યું કે તમને પકડીને ધરાસણા લઇ જવાના છીએ એટલે બધાએ ચાલવા માંડયું.

પણ વચન ન પાળવામાં પ્રવીણ એ અમલદારો રાત્રે બધી ટુકડીઓને ડુંગરી સ્ટેશને લઇ ગયા. પહેલી પકડાયેલી ૫૧ની ટુકડીને સુરત તરફ રવાના કરી, અને સાંજની ૬૫ની ટુકડીને મુંબઇ તરફ મોકલી દીધી. પકડી ગયા પછી કોઇને ખાવાનું પણ આપવામાં નહોતું આવ્યું. સુરત તરફ જતી ટુકડીને સુરતમાં ખાવાનું આપવાનું એમણે કહેલું. પણ સુરતમાં એમને કંઇ આપવામાં ન આવ્યું એટલે એ બધા સુરતના સ્ટેશને ઉતરી પડ્યા. ૨૯મીએ બપોરે એ ટુકડી બીલીમોરા સ્ટેશને ઉતરીને પાછી ઊંટડી છાવણીમા આવી પહોંચી. મુંબઇ તરફ રવાના કરવામાં આવેલા સૈનિકોને વાંદરા ઉતારી મૂકવામાં આવેલા તે પણ ૨૯મીએ પાછા વલસાડ છાવણીમાં આવી પહોંચ્યા.

આમ લડતે પાછું રમૂજી સ્વરૂપ પકડ્યું. સૈનિકોને ખૂબ હાડમારી વેઠવી પડી, પણ બધે ચેતન ફેલાયું. મુંબઇથી અમદાવાદ સુધી લડતના પ્રચારકો રોજ ફર્યા કરે, અને બધે જ ધરાસણાનો સંદેશો ફેલાવતા. ધરાસણા હવે એક જગ્યાએ રહ્યું નહોતું. ઉંટડીની છાવણી સરકારે તોડી નાંખી તો પણ ઉંટડીની છાવણી ચાલુ જ રહી. એટલું જ નહિ પણ નવી છાવણીઓ ઠેકઠેકાણે ઉગી નીકળી. બધે જ ૧૪૪ મી કલમ લગાડી દઇને બધે જ ગુંડારાજ શરૂ કરી દે તો યે એ છાવણીઓ હવે ઉખેડી શકાય એમ નહોતું. હવે તો ધરાસણાનાં મૂળિયાં આખા ગુજરાતમાં, આખા હિંદુસ્તાનમાં નંખાઇ ગયાં હતાં. થોડો વખત બધાને લાગવા માંડેલું કે સરકાર ફાવી. પણ ફરી પ્રજાના મોં પર આશા ફેલાઇ ગઇ; સરકાર ખૂબ અકળાઇ અને અકળાટમાં ફરી ભાન ભૂલવા લાગી.

વલસાડ, ભાગડા, ભદેલી અને બીલ્લીમોરાની છાવણીઓ સૈનિકોના ઉત્સાહથી ગુંજી રહી. અને આ ગામોમાં પણ નવો જ પ્રાણ ફુંકાયો. ઉપરના ગામોના નવજુવાનો આખો દિવસ છાવણીના કામકાજમાં ગોઠવાઇ ગયા છે. જેમ ગુરુકા લંગરમાં સેવા કરવી એ જીવનનો લહાવો છે એમ અકાલી ભાઇબહેનો માને છે, તેમ આ સત્યાગ્રહી છાવણીની કોઇને કોઇ પ્રકારની સેવા કરવી એને આજનો રાષ્ટ્રધર્મ સમજી છાવણીમાં બહેનો પાણી ભરવા, રાંધવાનું વગેરે કામ કરવા હોંશેહોંશે આવતી. ગામના મહાજને પણ પોતાથી બનતો આર્થિક ફાળો આપ્યો. આવો અજબ ફેરફાર છાવણીવાળાં ગામોમાં ઘડીવારમાં થઇ ગયો.

શિરોડાનાં અગરો લુંટીને પ્રખ્યાત થયેલ મહારાષ્ટ્રીય ટુકડી અબ્દુલ્લા શેઠની આગેવાની તળે વલસાડ આવી. તા. ૨૮મીએ ટુકડીએ છરવાડામાં ૧૪૪મી કલમનો છચોક ભંગ કર્યો, અને તા. ૨૯મીએ તો ધરાસણા તરફ હલ્લો પણ શરૂ કર્યો. વિલેપાર્લેમાં સ્વામી આનંદાનંદ જેલ ગયા પછી તેમનું સ્થાન લેનાર ભાઇશ્રી અબ્દુલ્લાભાઇ વયોવૃદ્ધ છે. મુંબઇમાં રહી તેમનું શરીર ઘસાઇ ગયું છે, પણ તેમનો ઉત્સાહ કોઇ નવજુવાનને પણ શરમાવે તેવો છે આવા પાક બુઝર્ગ અબ્દુલ્લાભાઇ પોતાના સૈન્યને લઇ

ધરાસણામાં કૂચ કરતા હતા, ત્યાં ગોરા અમલદારોએ તેમને રોક્યા. અબ્દુલ્લાભાઇ તો પોતાનું માથું આપવા તૈયાર હતા. એટલે તેઓ તો પોતાના ધારેલ નિશાને પહોંચ્યા વિના પાછા ફરવાના નથી એમ જોઇ ચાર પોલીસોએ તેમને ટાંગાટોળી કરી દૂર ખસેડયા. છાતીના પડખા પર અને પીઠ પર આ મુસ્લિમ સરદારને લાઠીના ગોદા પડયા. તેમનો શ્વાસ રૂંધાવા લાગ્યો. તે ખૂણે પડયા. ત્યાં તો પોલીસો અબદુલ્લાભાઇની વીર સેના પર લાકડીઓ ફેરવવા લાગ્યા. આ સૈન્ય સાથે ફરતા ખબરપત્રી રાજારામ કોલેજના અધ્યાપક મોહનલાલ શાહ પર પણ પોલીસ રૂઠી, અને તેમને પણ સોટીઓ પડી. વ્રજલાલ નામના ગર્ભશ્રીમંત નવજુવાન સાતેક લાકડીઓ પગ પર પડવાથી લંગડા બન્યા. તેમની સેવા કરવા જનાર રેડ ક્રોસવાળા સૈનિકોને પણ લાકડી પડી. લાકડીઓના ગોદા મારતાં મારતાં પોલીસોનાં ટોળાંએ આ મહારાષ્ટ્રીય સૈન્યને ડુંગરી સ્ટેશને લાવી તડકામાં બેસાડયું અને ગાડીમાં બેસાડી વલસાડમાં છોડી મૂક્યું. કુલ પંદર સૈનિકોને એ દિવસે સારો માર પડયો.

સરકારે ફરી પોતાના સ્વભાવ પર જવું શરૂ કરી દીધું છે. દેશ જાણતો હતો કે સત્યાગ્રહીઓ પોતાનો ધર્મ બરાબર પાળશે એટલે સરકાર પણ પોતાનો નીચ ધંધો બરાબર કરશે.જુલમી કાયદાઓ તોડી તે માટે દુઃખ સહન કરવું એ એકનો ધર્મ રહ્યો; જ્યારે એવા કાયદાઓ ઘડી કાયદાને નામે અને શાંતિને નામે જુલમ કરી પ્રજાને ડરાવી દેવાનો બીજા પક્ષનો ધંધો પડયો. ધરાસણામાં તો પોલીસનું જ–ગુંડાઓનું જ–રાજ ચાલવા લાગ્યું. શોલાપુર અને ખારાઘોડામાં જેમ ગાંધી ટોપીનું દર્શન એમને અકારૂં થઇ પડયું, તેમ ધરાસણામાં પણ થવા માંડયું. ધરાસણાની સડક પર ધોળી ટોપીવાળા તો ન જ ચાલી શકે એવો હુકમ પોલીસને મળી ગયો. આટલાં બધાં શસ્ત્રો છતાં એક ગાંધી ટોપીથી સરકાર ડરે છે!

ધરાસણાના અત્યાચારોથી આખા દેશમાં પ્રજાના હૃદયને ભારે આઘાત થયો. આ સરકારની પશુતાનું બધાને સચોટ રીતે ભાન

થયું; પણ સાથે સાથે પ્રજાનો નિશ્ચય વધારે દૃઢ થયો એ બધું શ્રી. જયરામદાસના "ગુજરાતનું ક્ષાત્રતેજ" નામના લેખમાંથી લીધેલા નીચેના ફકરાઓ પરથી સ્પષ્ટ રીતે જોઇ શકાશે.

"માનવી હૃદયમાં રહેલી પશુતાએ પોતાના વિકરાળ નખનું દર્શન ધરાસણામાં કરાવ્યું છે. અંગ્રેજી રાજ્યના અમલદારોએ ધરાસણામાં જે કૃત્યો કર્યાં છે, તેનું સાચું વર્ણન તેના નગ્ન સ્વરૂપમાં કદાચ હિન્દ બહાર કદી નહિ પહોંચવા દેવામાં આવે. જો પહોંચવા દેવામાં આવશે તો એ સાંભળીને યુરોપ કદાચ શરમથી માથું નીચું નમાવશે. ધરાસણાનાં બ્રિટનનાં પરાક્રમો એ યુરોપની સંસ્કૃતિ પર કાયમના કલંકરૂપ છે. જગતના ઇતિહાસમાં ક્યાંયે એનો જોટો મળે એમ નથી. ખરી હકીકત જોઇએ તો શી છે? અહિંસાપાલનની પ્રતિજ્ઞાવાળા અને જે કાયદાને પ્રજાના એકેએક પક્ષે વખોડી કાઢયો છે એવા કાયદાનો ભંગ કરી છડેચોક કારાવાસ વહોરી લેનારા નિઃશસ્ત્ર સ્વયંસેવકો જાણે મધરાતના અંધકારમાં મનુષ્ય અને ઇશ્વરની સામે ગુનો કરવા નીકળેલા હથિયારબંધ બહારવટિયાની ટોળી હોય એવી રીતે પોલીસો તેમના પર તૂટી પડે છે. તેમને પકડી લઇ કાયદા વિધિમાંથી પસાર કરવાનો લવલેશ પ્રયત્ન થતો નથી. સત્તારૂપી મદિરાથી ઉન્મત્ત બનેલી નોકરશાહીના હુકમથી પોલીસો કાયદો પોતાના હાથમાં લઈ લે છે. લાઠીઓ વીંઝાય છે, માથાં ફૂટે છે, ત્રણસો શાંત સત્યાગ્રહીઓનાં લોહી વહે છે, અને એમાંથી એક પાળજના વીર ભાઇલાલભાઇ ઘાને વશ થઇ મરણને ભેટે છે. પોલીસો રણક્ષેત્રમાંથી વિજયી થઇ પાછા ફરે છે, અને સ્વયંસેવકો પોતાના ઘવાયેલા સાથીઓને તત્કાળ ઉભી કરેલી ઇસ્પિતાલમાં લઇ જાય છે. કોઇ પણ સુધરેલો દેશ આવા પરાક્રમને માટે મગરૂર થઈ શકે ખરો?

આશ્ચર્ય તો એ છે કે આ બધું કાયદા અને બંધારણને નામે કરવામાં આવે છે. ધરાસણામાં ગયે અઠવાડિયે નાદીરશાહીનાં જે હૈયાસૂનાં કૃત્યો થયાં તેમને માટે કયા કાયદા અને બંધારણે છૂટ આપેલી છે? જાગૃત થયેલી પ્રજા પર જુલમ ગુજારી તેને દબાવી

દેવાની ઘેલછાભરી આતુરતામાં કાયદા અને બંધારણને તિલાંજલિ આપવામાં આવી છે. અમે તો મીઠાના કાયદાને માનતા જ નથી; પણ સરકાર તો એ કાયદાની કલમોને અનુસારવાનો ડોળ કરે છે. આજે ગુજરાતમાં જે મવાલી રાજ્ય પ્રવર્તતું જગત જોઇ રહ્યું છે, એને માટે એ કાયદામાં ક્યાંયે જરા સરખી મજૂરી આપવામાં આવી હોય એમ અમે તો જોઇ શક્યા નથી. એ કાયદાની ૪૧મી કલમમાં કહેલું છેઃ 'આ કાયદાની રૂએ જેને સારૂ સજા થઇ શકે એવો કોઇ પણ ગુનો થતો અટકાવવા દરમ્યાનગીરી કરવી અને પોતાની સત્તામાં હોય એ બધા વાજબી સાધનો વાપરીને ગુનો અટકાવવો એ ગામડાના દરેક અમલદારની તેમજ પોલીસ, જકાત, અફીણ, આબકારી, જંગલ અને મહેસુલ ખાતાંના દરેક અમલદારની ફરજ છે.' કાયદો કોઇ પણ અમલદારને 'બનાં શકે તે બધાં' સાધનો વાપરવાની સતા આપતો નથી. તેણે માત્ર વાજબી સાધનોનો જ ઉપયોગ કરવો રહ્યો, એટલે નિઃશસ્ત્ર અને નિર્દોષ સત્યાગ્રહીઓ પર લાઠીના પશુતાભર્યા હુમલા કરવા એ સરકારે કાયદાને ટકાવવા માટે મંજૂર કરેલું 'વાજબી' સાધન જ ગણાય ને! મીઠાના અગર પર ધાડ શરૂ થઇ તે પહેલાં ઉંટડીમાં ભેગા થયેલા સ્વયંસેવકોને ગિરફતાર કરીને કાયદાની કલમોનો ભંગ થતો અટકાવી શકાત. મીઠાના કાયદાની ૩૦મી કલમમાં મીઠાખાતાના કોઇ પણ અમલદારને એટલી સત્તા તો આપેલી છે કે 'મીઠાને લગતા [illegible] અથવા બીજા કોઇ પણ કાયદાનો અમુક માણસે ભંગ કર્યો છે એમ માનવાનું તેને કારણ મળે, અથવા તા[illegible]ની પાસેથી બિનજકાતિ મીઠું મળી આવે તો એવા માણસને અટકમાં લઇને તે એની ઝડતી લઈ શકે છે, અને તે યોગ્ય લાગે તો તે તેને ગિરફતાર પણ કરી શકે છે' ધરાસણાના સત્યાગ્રહીઓએ મીઠાના અગર પર 'ધાડ' પાડી, થોડાક મણ મીઠું ઉપાડયું અને એ રીતે મીઠાના કાયદા પ્રમાણે ગુનો કર્યો. ત્યારપછી તેમને ઉપલી કલમ પ્રમાણે અટકમાં લઇ શકાત. પણ એથી સરકારનો હેતુ ન સરત. તેનો હેતુ કાનુનભંગ કરનારાઓને કાયદેસર સજા થાય એટલું જ જોવાનો નથી. તેનો હેતુ તો એથી વધારે સૂક્ષ્મ છે.

આપણે એ ન ભૂલવું જોઇએ કે આ દેશમાં આજે હિંસા અને અહિંસાનાં દળ વચ્ચે ઐતિહાસિક સંગ્રામ ચાલી રહ્યો છે. ગુજરાતની ભૂમિ પર બે સેનાઓ સામે મોઢે જંગ ખેલી રહી છે. ધરાસણામાં એ સંગ્રામ પરાકાષ્ટાએ પહોંચ્યો જણાય છે. સરકાર પ્રજાના જુસ્સાને કચડી નાંખવા માગે છે, એને માટે ગિરફ્તારીનો ઉપાય નિષ્ફળ નીવડયો છે. સત્યાગ્રહીઓને ભુખે મારવાનો ઇલાજ ફરી અજમાવવામાં આવે તો લોકમત પર બહુ જ માઠી અસર થયા વિના રહે એમ નથી. અપમાનો, બીભત્સતાઓ અને છુટાછવાયા હુમલાના ઉપાયો પણ એળે ગયા છે. એટલે હવે લોકોને પાઠ શીખવવાને સારૂં નિર્દોષ, નિઃશસ્ત્ર અને સામો ઘા ન કરે એવા સત્યાગ્રહીઓને લાઠી વડે ઘાસની જેમ વાઢી નાંખવા રહ્યા. આત્મા નિર્બળ થાય એટલા સારૂ શરીરને ભાંગવું રહ્યું. પણ જો ભારતવર્ષનો આત્મા ગોળી અથવા લાઠીની સામે નિર્બળ બની થથરશે તો ભારતવર્ષને માટે કોઇ કાળે ઉદ્ધારની આશા નથી. અમે જાણીએ છીએ કે ગુજરાત આખું પુણ્યપ્રકોપથી સળગી ઊઠયું છે. ગુજરાતના પુરૂષો અને ગુજરાતની સ્ત્રીઓ હજુ તો પૂરેપુરી સંખ્યામાં સેનામાં જોડાયાં જ નથી. એના તાલીમબદ્ધ કસાયેલા સ્વયંસેવકો રોજરોજ આગેવાનોને હોમતા જઇ નવાનવા આગેવાનો ઉભા કરશે, અને તેમના હુકમોને અનુસરશે. ગાંધીજીના અહિંસક પ્રતિકારના સંદેશાનો જેટલો સારો જવાબ ગુજરાત આપશે, એટલો બીજો પ્રાન્ત નહિ આપી શકે ગુજરાત છેક છેવટની ઘડી સુધી ઝુઝશે અને રાષ્ટ્રને વિજય અપાવશે. દેશના બીજા ભાગોએ ધરાસણામાં પ્રગટેલા ક્ષાત્રતેજને ઝીલી લેવું ઘટે છે. એકેએક પ્રાંતમાં એવાં નાનાંનાનાં રણક્ષેત્રો વેરાયેલાં જ છે. જ્યાં સરકારના નોકરો ગિરફ્તારીઓ, હુમલા અને એથીયે ભૂંડાં કામો વડે લોકોમાં ત્રાસ વર્તાવી તેમને દબાવવા મથી રહ્યાં છે ત્યાં પણ સત્યાગ્રહીઓએ તેમજ પ્રજાજનોએ સરકારી હિંસાના સખતમાં સખત પ્રકારો સામે ધરાસણાના અડગ વીરોની જેમ અડીખમ ઊભું રહેવું ઘટે છે. આવા યુદ્ધનું પરિણામ એક જ હોઇ શકે. કોઇ પ્રજા એકવાર તંદ્રા અને ભયને ફેંકી દે તો તેને સ્વતંત્ર થતાં રોકવાની



તા. ૧૪મી મે થી ૨૯મી મે સુધી ધરાસણા ધર્મયુદ્ધના સરમુખત્યાર શ્રી. નરહરિ પરીખ. ૨૧ મીના હલ્લામાં એ ઘવાયા હ(તા)
છતાં એવી દશામાં સરકારે એમને ગિરફતાર કર્યા હતા.



ઉંટડી છાવણીની ઇસ્પિતાલનું દૃશ્ય

કે વિલંબ કરવાની દુનિયાની કોઇ પણ સત્તાની મગદૂર નથી. ગુજરાતમાં કે બીજા પ્રાંતોમાં ભવિષ્યમાં સત્યાગ્રહ ગમે તે રૂપ લે; પણ ધરાસણાનું ક્ષાત્રતેજ પ્રજામાં વ્યાપી જશે કે તરત જ વિજય આપણા હાથમાં આવીને પડશે."

ઉપર જણાવ્યા પ્રમાણે તા. ૨૯મીએ સરકારે લાઠી ફરીથી ચાલુ કરી દીધેલી. તા ૩૦મીથી ધરાસણા પર સીધા હલ્લા ફરીથી શરૂ થયા. એ દિવસ ૧૧૧ સૈનિકોની ટુકડી ઊંટડીથી સવારે ૭-૪૫ વાગે નીકળી. એ મેદાનમાં પહોંચી ત્યારે સિપાઇઓ વગેરે તૈયાર નહોતા એટલે સૈનિકો ઘણે નજીક સુધી જઇ શકયા. તરત જ બ્યૂગલના અવાજથી લાઠીવાળા અમલદારો અને સિપાઇઓ ભેગા થઇ ગયા. થોડા સૈનિકો મીઠાના ઢગલાની તારની વાડ સુધી પહોંચી ગયેલા; એક પાસે જઇ અંદર કૂદવાની તૈયારીમાં હતો, અને બીજાએ જોરથી ખેંચીને એક તાર છૂટો પાડી નાંખેલો, તેમને તો તરત માથાં ભાંગી ભોંય પર પાડયા. અને પછી વારાફરતી બાકીના સૈનિકોનાં માથાં ભાંગવાં માંડયાં. આમ માર મારવાનું કામ, માથાં ફોડવાનું કામ ખાસ કરીને ગોરા સાર્જંટોએ એ દિવસે કર્યું. જાણી જોઇને બરાબર તાકીને માથા પર જ લાઠીના ઘા કરવામાં આવતા. ઘણાને લોહી નીકળ્યું. કેટલાકને સખત ઇજા થઈ. એ દિવસે બધા મળીને ૨૯ને સખત ઇજા થઇ, અને એમને ડોળીમાં નાંખીને ઇસ્પિતાલમાં લાવવા પડયા.

ઘાયલ થયેલાઓની ડોળીઓ મેદાન પરથી આવવા માંડે પછી તો બાકીનાને આખો દિવસ ઇસ્પિતાલનુ જ કામ કરવાનું હોય. સૈનિકોને વિદાય કર્યા પછી બે કલાકમાં તો ઇસ્પિતાલ ભરાઇ ગયેલી હોય. પ્રથમ એમને ઉપાડી ઉંટડીની સત્યાગ્રહ ઇસ્પિતાલમાં લાવવામાં આવે અને પછી એમને મોટરમાં બેસાડી કે સુવાડીને વલસાડમાં ખાસ ઉભી કરવામાં આવેલી ઇસ્પિતાલમાં લાવતા. ૩૦મીએ તો પાંસળામાં સખત માર પડયાને લીધે બેભાન થઇ ગયેલાની સંખ્યા ૬ની હતી. એક તો ચાર કલાક સુધી લવારા કરતા હતા અને શંકરભાઇ બાબરભાઇ નામના નાજા એક એટલી ગંભીર સ્થિતિમાં આવી ગયેલા કે વલસાડના સરકારી ઇસ્પિતાલના

ડૉક્ટરે કહ્યું કે પોલીસને ખબર આપી એ માણસની મરણ વખતની કેફિયત લેવી જોઇએ. જેમને પાંસળા અને છાતીમાં માર પડતો તેમને ઘણા કલાક સુધી શ્વાસ લેવાની ભારે મુશ્કેલી પડતી.

માથામાં મારવાથી લોહી નીકળતું જોઇ તા. ૩૧મીએ સરકારે મૂઢ માર મારવાની રીત શોધી કાઢી. એ દિવસે સવારે મહારાષ્ટ્ર અને ખેડાની ૧૧૧ની ટુકડી સાત વાગે નીકળી. મહારાષ્ટ્રની ટુકડીએ માર ખાઇને ડોળીમાં નંખાઇને આવવા જેવી સ્થિતિ થયા વિના પાછા ન ફરવાની પ્રતિજ્ઞા લીધી. એમની એ પ્રતિજ્ઞા એ દિવસે બધા સૈનિકોએ પાળી. સૈનિકો મેદાનમાં પહોંચ્યા ત્યાં તો એમને માટે આવકારની સામગ્રી તૈયાર જ હતી. આજે બહુ નજીક સુધી તો ક્યાંથી જવાય ? સરકારની આજની રચનામાં ઘણો ફેર હતો. માથાં ફોડી લોહી કાઢવાનો કાર્યક્રમ એણે ફેરવ્યો હતો. પણ લોહી કાઢયા વિના વધારે સખત માર મારવાની યુક્તિઓ એણે વિચારપૂર્વક યોજી રાખી હતી. એ ઉપરાંત એક નવું સાધન પણ એણે આજે તૈયાર રાખ્યું હતું. સૈનિકો લાઠીવાળાં માણસોથી તો ડરતા નહોતા એટલે પગમાં લોખંડની નાળ જડેલી હોય એવા સાત ઘોડાઓ એમના પર દોડાવવા માટે સાત સવારો સાથે તૈયાર રાખવામાં આવ્યા હતા.

સૈનિકો આગળ ન જઇ શકાય એવી પરિસ્થિતિમાં મૂકાયા કે તરત જ પોતાનું બળ વિખરાઇ ન જાય એ હેતુથી બધા સાથે બેસી ગયા. કેટલાક આગળ નીકળી ગયેલા તેમની પાછળ તો સવારો અને સિપાઇઓ દોડયા અને તેમને બધાને ઘાયલ કરીને પાડયા. પહેલા સૈનિક પાસેથી જેટલા મારાઓ પસાર થાય તે બધા અકેક બબ્બે લાઠી એમને લગાવતા જાય, એક ઘોડેસવાર તો તો પોતે ઘોડા પરથી ગબડી પડ્યો તેની દાઝ પડેલા સૈનિકોને ખૂબ ફટકા લગાવીને કાઢી !

પછી જે મક્કમ થઇને બેસી રહ્યા હતા તેમનો વારો આવ્યો. તેમના પર લાઠીના પ્રહાર, લાઠીના ગોદા, બીભત્સ ગાળો વગેરે તો વરસી ચૂક્યાં હતાં; પણ તેઓ ડગ્યા નહોતા. એટલે તેમના પર ઘોડાનો પ્રયોગ કરવાનું ઠર્યું.

શિંટડોથી પ૪ની બીજી ટુકડી નીકળવાની તૈયારીમાં જ હતા ત્યાં ઉપરના સમાચાર મળ્યા. ઘવાયેલાને ઉપાડી લાવવા માટે ઘણાં માણુસો જોઇશે એમ લાગવાથી ક્ષણુભર એ ટુકડી ન મોકલવાનો વિચાર આવેલો. પણ એ ટુકડી આઠ વાગે તો ગઇ જ. નવ વાગે ત્રીજી ટુકડી મોકલવી હતી તેને અટકાવવી પડી. તેમાંના બધા સનિકોને રેડ ક્રોસના કામમાં જ રોકવામાં આવ્યા. એ કામ માટે જૂદાં માણુસો રાખવામાં નહોતાં આવતાં, કેમકે એ કામ કરતાં માણુસો પર કોઇ વાર માર પડતો. જે સૈનિકો હોય તેમનો જ એમાં ઉપયોગ થતો કે જેથી એ મારથી ભાગે નહિ. પણ ગમે તેવી પરિસ્થિતિમાં પણુ રેડ ક્રોસમાં રોકલા સૈનિકો એ વખત કદી હલ્લો ન કરે એ નિયમ તો ચૂસ્ત રીતે પળાતો જ હતો.

બીજી ટુકડી મેદાનમાં પહોંચી તેના એ જ હાલ થયા. થોડી જ વારમાં તેમની પ્રગતિ અટકી. તેમના પર ફટકા પડવા માંડયા. ઘોડા દોડવા માંડયા. ઘાયલ થઇ સૈનિકો ટપોટપ પડવા માંડયા. કેટલાક ચાલી શકે એવા રહ્યા તે માર પડયા પછી માંડ માંડ ચાલી ઇસ્પિતાલ તરફ જવા લાગ્યા. ડોળીની હાર તો ચાલુ થઇ જ ગઇ હતી. બીજી ટુકડી સરકારી હદમાં નહોતી જઇ શકી એટલે ઘવાયેલા સૈનિકોને ખેતરોમાંથી જ ઉપાડી લાવવાનું કામ રેડ ક્રોસ સ્વયંસેવકો કરી શકતા હતા, પણ સરકારી હદમાં પડેલા સૈનિકોને તો ત્યાં જ પડયા રહેવા દેવા પડયા. મહારાષ્ટ્રની પ૮ની ટુકડી આખી જ બપોરે બાર સુધી મેદાનમાં તપતી હતી; કેમકે રેડ ક્રોસ સ્વયંસેવકો ત્યાં નહોતા જઇ શકતા. બધાને જ સખત માર પડ્યો હતો. છેવટે બાર વાગે એમને ઉપાડી જવાની છૂટ રેડ ક્રોસ સ્વયંસેવકોને મળી. પ૮માંથી પાંચ જ સૈનિકો બીજાઓની મદદથી ચાલીને છાવણીની ઇસ્પિતાલમાં જઇ શકયા. બાકીના બધાને જ ડોળીમાં લાવવા પડયા. એમાંના ૬ સૈનિકોના શરીર પર ઘોડાના પગના દાબડાઓ પડયા હતા. શાંત બેઠેલા માણુસો પર ધસારો કરવાની ઘોડાઓ પણુ ખૂબ આનાકાની કરતાં, પણુ તેમને માર મારીને આગળ દોડાવવામાં આવતા. છાપાંના બે રિપોર્ટરો અને દૂરથી જોનારા એક પ્રેક્ષક પાછળ પણુ ઘોડા દોડાવવામાં આવ્યો

હતો, અને એ પ્રેક્ષકની ગાંધી ટોપી એક ગોરો સવાર ઉપાડી ગયો. કેટલાક સૈનિકો સરકારી હદમાં પડેલા, તેમને ઘસડીઘસડીને આસપાસની કાંટાની વાડમાં સિપાઇઓ ફેંકી દેતા ત્યારે જ તેમને સ્વયંસેવકો લઇ આવી શકતા.

બેભાન સ્વયંસેવકો ઉપર ઘોડા દોડાવવા કરતાં વધારે જંગલી બીજું કશું ન હશે એમ સામાન્ય માણસ ધારે; પણ બીજે દિવસે જૂદો અનુભવ થયો.

પહેલી જૂનના દિવસે સવારે ખેડા, અમદાવાદ, ભરૂચ અને વિરમગામના ૧૬૨ સૈનિકો મીઠાના અગર ઉપર ધાડ લઇ જવા નીકળ્યા. કેટલાક ઊંટડી નજીકના અગર તરફ ગયા, તો ભરૂચ વગેરે સ્થળોથી આવેલાઓ છાવણીથી માઇલેક છેટે આવેલા બીજી બાજુના અગર તરફ પહોંચ્યા.

તેઓ અગરોની નજીક પહોંચ્યા કે તુરત જ પોલીસોએ સાંકળ રચી દીધી, અને બળતા તાપમાં તેમને પોણો કલાક સુધી શેકાતા રોકી રાખ્યા. મિ. ઇસ્માઇલ દેસાઇએ લાઠી લગાવવાનો આરંભ કર્યો, અને પોલીસો તુરત જ તેમાં ભળ્યા. બપોરના બારેક વાગ્યા હશે એટલામાં તો અગર આગળ લગભગ એકેએક સૈનિક ઘાયલ થયો હતો. ઘોડા દોડાવવાનું પણ મુલતવી નહોતું રહ્યું.

લાઠીના માર પછી હાથપગ ખેંચીને સૈનિકોને ઢસડવા એ તો જાણે સામાન્ય થઇ પડયું હતું. સૈનિકોને આંખ મીચીને જંગલી રીતે મારવામાં આવ્યા. જખમીઓને ઊંટડી છાવણી અને વલસાડની ઇસ્પિતાલોમાં ખસેડવામાં આવ્યા હતા. ઘાયલ થયેલા-ઓની સંખ્યા ૧૧૫ની હતી. તેમાં પચીસને સખત ઘા લાગ્યા હતા, પંદર બેભાન થયા હતા, એકને લોહીની ઉલટીઓ થતી હતી અને બેને આંચકીઓ આવતી હતી.

એક સૈનિકનાં કપડાં ઉતારી નાંખવામાં આવેલાં અને તેના ગુદાદ્વારમાં એક સાર્જન્ટે લાકડી ઘોંચી હતી. સૈનિકે લાઠી ખસેડવાનો પ્રયત્ન કર્યો, પણ પેલો એનું પિશાચી કામ કરતો અટકયો નહિ. ઘણા સૈનિકો આ જાતના વર્તાવના ભોગ થઇ પડયા હતા, અને તેઓ ગુહ્ય ભાગો ઉપરની વેદનાથી લાંબો વખત પીડાયા.

એક ભાઈના ગુહ્ય ભાગ ઉપર સોજો ચડયો, અને કેટલાક કલાકો સુધી બેભાન રહ્યા. અમલદારોને આટલેથી પણ કળ વળી નહોતી. તેમણે અનિરૂદ્ધ નામના ભાવનગરના એક જુવાન સૈનિકને બાવળના કાંટાઓ ભોંક્યા. એમને છાવણીની ઇસ્પિતાલમાં લાવવામાં આવ્યા એ પછી દાક્તરોએ એ કાંટા કાઢી નાખ્યા. કાંટા કાઢવામાં આવ્યા તે વખતે એમને ખૂબ લોહી વહેતું હતું અને બેભાન હતા.

એ જણ સખત ઘાયલ થયા હતા, તેમનો કબજો સરકારે લીધો હતો. પણ છેક સાંજે તેઓ કાંટાની વાડ આગળ પડેલા જડી આવ્યા હતા. તેમનામાંના એકને લાઠીના ચાળીશ જેટલા ઝપાટાઓ મારવામાં આવ્યા હતા, અને છતાં એમણે પાછું કદમ ન ભર્યું એટલે એમને નિર્દય રીતે ઝુડવામાં આવ્યા. આ ભાઈઓની આવી નિશ્ચળતાથી સાર્જન્ટનો પિત્તો ઉછળી આવ્યો. તેણે એમના મોંમાં ખાડીમાંની મીઠાવાળી માટી ભરાવડાવી અને પછી ખાડીના પાણીમાં તેમનાં માથા ઝબોળાવ્યાં. આમ વીસેક વખત કરવામાં આવ્યું. આ પછી તેમને સરકારી ઇસ્પિતાલમાં ખસેડવામાં આવ્યા: ત્યાં તેઓ ત્રણ કલાકથી પણ વધારે વખત સુધી બેભાન અવસ્થામાં રહ્યા. તેમને ભાન આવ્યું ત્યારે તેમને પૂછવામાં આવ્યું કે તેઓ ઘર ચાલ્યા જવા તૈયાર છે કે નહિ? તેમણે તેમ કરવાની ના પાડી, એટલે વળી પાછા તેમના ઉપર ૧૦–૧૫ સપાટાઓ લગાવવામા આવ્યા, અને લાંબે સુધી તેમને ખેંચી લાવવામાં આવ્યા. અહીંથી છેક સાજના છ વાગે એમને ઉંચકી લાવવામાં આવ્યા.

આ બધો જુલમાટ વિરમગામની ખ્યાતિવાળા મિ. નીલના આગમન પછી થયો. એની હિચકારી હિંમતનાં ફરીથી અહીં દર્શન થયાં. ઘાયલ થયેલાઓમાંના કેટલાકનાં બયાનો અમે નીચે આપીએ છીએ:

૧. આલમશાહ અને બીજા: કેટલાક ગોરા અમલદારોએ પોતાના ભારે જોડા સાથે એક સૈનિકની છાતી ઉપર પગ મૂક્યા અને તેમને ખૂબ દાબ્યા. આ તાંડવને લીધે સૈનિકોનો શ્વાસ સુદ્ધાં ગુંગળાવા લાગ્યો.

૨. એક બીજા ભાઇને નગ્ન કરવામાં આવ્યા, અને આલમશાહે તેમના ગુહ્ય ભાગ ઉપર ત્રણ લાતો મારી. એ ભાઇને છાતી ઉપર, કમર ઉપર અને પીઠ ઉપર કેટલીક લાઠીઓ પડી હતી.

૩ એક ભાઇ જે ૨૧મી મેના હલ્લામા હતા તે આજે ફરી મેદાને ઉતર્યા હતા. આ ભાઇને ફરી જોઇને એક અમલદાર તો રાતોપીળા થઇ ગયો. તેણે કહ્યું : 'આ વખતે જોજે તારા નાકની ભૂકી સેરવી નાંખીશ.' અને એમ કહેતાંકને એણે નાક ઉપર એક સપાટો લગાવ્યો. નાક તો લોહી ગળતું થઇ જ ગયું. વળી પાછો એ ભાઇના ગળા ઉપર ઝપાટો મારવામાં આવ્યો, અને એ જમીન ઉપલ ઢળી પડયા. ચાર પોલીસોએ એમને ઉચા ક્યાં, અને પેલા અમલદારે એમના ગુહ્ય ભાગ ઉપર લાઠીથી ધોંચપરોણા કર્યો. આ ભાઇ બે કલાક સુધી બેભાન રહ્યા હતા.

૪. એક બીજા ભાઇની છાતી ઉપર લાઠીના સખત સપાટા પડયા હતા, અને તેમની સ્થિતિ ઘણી ગંભીર હતી. મહા મુસીબતે તે શ્વાસ લઇ શકતા હતા. છાતીમાં એમને સખત શૂળ થતું હતું, અને માથા ઉપર એમને સખત ઝપાટો પડયો હતો. લગભગ આખા શરીર ઉપર તેમને માર પડયો હતો, અને બે કલાક વધુ તેઓ બેભાન રહ્યા હતા. એક ગોરા અમલદારે એમના બે પગ વચ્ચેથી લાકડી ઘોંચવાનો હુકમ કર્યો, અને પછી લાકડીના ગોદાથી એમની લંગોટી ખસેડી નાંખવામાં આવી. આ ભાઇએ ચતુરાઇથી ગુહ્ય ભાગને બચાવી લીધા. એમના તંગિયા ચીરી નાંખવામાં આવ્યા અને પેટ તેમજ પીઠ ઉપર એમને લાઠીનો માર મારવામાં આવ્યો હતો.

એક દિવસના વિરામ પછી તા. ૩જીએ ફરીથી હલ્લો લઇ જવામાં આવ્યો. એ હલ્લામાં શ્રી. મુકાદમ પણ પંચમહાલની ટુકડી સાથે હતા. અમદાવાદ, ભરૂચ, સિંધ અને ખેડાની ટુકડીઓ મળી એ દિવસે મેદાનમાં કુલ ૧૬૨ સૈનિકો ઉતર્યા હતા.

લડત જોવા મુંબાઇથી શ્રી. નટરાજન, ભારતસેવા સંઘવાળા શ્રી. દેવધર, મુંબાઇની સ્મૉલ કૉઝ કોર્ટના રિટાયર્ડ જજ શ્રી. હુસેન

તૈયબજી બાર–એટ–લૉ અને શ્રી. અમૃતલાલ ઠક્કર મેદાન બહાર ખાનગી જમીનમાં ઉભા હતા. તેમને એક સાર્જન્ટે ત્યાંથી તરત ચાલ્યા જવાનો હુકમ આપ્યો. એટલે શ્રી. હુસેન તૈયબજી વગેરેએ જવાબ આપ્યો કે "અમે કંઇ લડવા નથી આવ્યા, અમે જોવા આવ્યા છીએ, અને ૧૪૪મી કલમનો ભંગ ન થાય એ રીતે ઉભા રહીશું." પણ તેમની આ દલીલની એ સાર્જન્ટ ઉપર કંઇ અસર ન થઇ. તેણે તરત જ દમામથી કહ્યુ : "તમે ચાલ્યા જાવ, નહિ તો તમારા જાન જોખમમાં આવશે તો અમે નહિ જાણીએ" એટલે સામેથી શ્રી. હુસેન સાહેબે કહ્યું કે "આ ખાનગી જમીન છે, અને અહીં ઉભા રહેવાનો અમને હક છે." એટલે તરત જ કરાડાકી કરી પેલા સાર્જન્ટે કહ્યું, "જાવ છો કે નહિ? એ બધી જમીન અમારી છે. મી. ઠક્કર, ચાલ્યા જાવ, ચાલ્યા જાવ!"

એસોશિયેટેડ પ્રેસના રિપોર્ટરનું પણ એ જ રીતે અપમાન કરવામાં આવ્યું. પોતાના દુષ્ટ કૃત્યોની સાચી ખબર બહાર પડે એ સરકારને કેમ ગમે? રિપોર્ટરને કહેવામાં આવ્યું કે, "તમે ખબર ગમે ત્યાંથી મેળવી લેજો, અહીંથી ચાલ્યા જાઓ!"

શ્રી. વામન મુકાદમની ટુકડી થોડે દૂર ગઇ એટલે તેની આસપાસ પોલીસોએ કોર્ડન કરી લીધી. પછી શ્રી. મુકાદમને કેદ કરી લેવાનો દેખાવ કરી તેમને ટુકડીમાંથી ખેંચી લીધા ટુકડીને પણ ગિરફતાર થયેલી જાહેર કરી કેદના બહાના હેઠળ તેને ત્યાંથી બહાર કાઢી છોડી મૂકવામાં આવી. શ્રી. વામનરાવનું ખૂબ અપમાન કરવામાં આવ્યું. તેમને ફટકારવામાં આવ્યા અને તેમને દરેક રીતે નમાવવાના પ્રયાસ કરવામાં આવ્યા એ બધી હકીકત શ્રી. વામનરાવના શબ્દોમાં જ એમની કેફિયતમાં વાચક જોઇ શકશે.

શ્રી. વામનરાવની ટુકડી મેદાનમાંથી બહાર આવ્યા પછી તરત જ પાછા અગરો ઉપર ધસારો કરવા ઉપડી. બીજી બાજુથી છાવણીમાંથી સિંધ, ખેડા, અમદાવાદ, પંચમહાલ અને ભરૂચની ટુકડીઓને બીજા અગર ઉપર ધસારો કરવા રવાના કરવામાં આવી, એટલે પોલીસે લાઠી વીંઝવા માંડી અને સૈનિકો ઉપર ઘોડા

દોડાવવામાં આવ્યા. બીજી ટુકડીને કૉર્ડન કરી ઘેરી લીધી. તેને બેસાડી દેવામાં આવી. અને એકેએક સૈનિકને ઉંચકી, ફટકા મારી બહાર કાઢી મૂકવામાં આવ્યા. અને ત્યાર પછી તેમની ઉપર પણ ઘોડા દોડાવવામાં આવ્યા. કેટલાક સૈનિકોને તો ઓળખી ઓળખીને મારવામાં આવ્યા !

સિંધની ટુકડીના કેપ્ટન શ્રી. મરીવાલાને સારી રીતે ફટકાર્યા. તેઓ આગળ ધસતા હતા, એટલે તેમની ઉપર પોલીસે બધું ઝનૂન ઠાલવ્યું. તેમના ગુહ્ય ભાગ ઉપર તાકી તાકીને પ્રહાર કરવામાં આવ્યા.

પણ આ દિવસની નવીનતા તો એ ઘોડેસ્વારો લોકો પર ત્રાસ વર્તાવવા માટે ઉંટડી ગામમાં ઘોડા દોડાવી વળ્યા એ હતી. મેદાનમાં નહતો ગયો એવા એક સ્વયંસેવકને સખત ફટકો લગાવ્યો અને ગામના એક માણસને પર માર માર્યો.

આટલા હત્યાકાંડ છતાં ગુજરાત પાછી પાની કરવા તૈયાર ન હતું. હિંદુસ્તાનના બીજા ભાગોમાંથી પણ સૈનિકો આવ્યા કરતા. પણ ચોમાસું નજીક આવેલું હોવાથી લડાઇ મોકૂફ રાખવાનુ ઠર્યું. શ્રી નરહરિભાઇની ધરપકડ પછી લડાઇની સરમુખત્યારી શ્રી. છગનલાલ જોષીના હાથમાં હતી, તેમણે નીચે પ્રમાણેનું જાહેરનામું બહાર પાડયું:

"ધરાસણાની અહિંસક લડાઇ હવે એક ચડાઇ કરી હાલ તુરતમાં વર્ષા ઋતુ શરૂ થવાની હોવાથી મોકૂફ રાખવામાં આવે છે.

ધરાસણા પર બીજી ચડાઇ કરવા માટે અમદાવાદના મિલમાલિક શેઠ શ્રી. રણછોડલાલભાઇએ રણશિંગડું ફુકયું કે તરત જ સારા ગુજરાતમાંથી સેંકડો નવજુવાનો સ્વરાજ્યપ્રાપ્તિ અર્થે પોતાનાં બલિદાન આપવા ધરાસણાના રણમેદાનમાં ખડા થઇ ગયા છે. ધરાસણાની ચડાઇમાં ગોરા અને દેશી અમલદારો સૈનિકોનાં માથાં લાઠીઓના પ્રહારથી નાળિયેરની માફક ફોડે છે. હાથપગ તોડી નાખે છે, કાંટા અને ટાંકણીઓ ભરી ચોંકાવે છે નાગા કરી ગુહ્ય ભાગો દાબી કે તે પર લાઠી લગાવી બેભાન કરે છે, ખારા પાણીમાં ડુબાવી, ગળચિયાં મારી મોઢામાં કાદવ અને મીઠાના ડુચા મારે છે,

શરીર પર ઘોડા દોડાવે છે. આ રીતે સરકારી ક્રૂર કૃત્યોનો ભોગ અત્યાર પહેલાં ૧,૨૦૬ જેટલી સંખ્યાના સૈનિકો થયા છે, જો કે લાઠીનો નાનોમોટો ફાળો તો ધરાસણાનાં ધર્મયુદ્ધમાં ભાગ લેનાર આશરે ૨,૫૦૦ સૈનિકોને નસીબે આવ્યો છે. તેમાંથી ૨૨૯ જેટલી મોટી સંખ્યા તો સરકારની મહેમાન થઇ છે. આ બધું અનુભવ્યા બાદ પણ સૈનિકોનો જુસ્સો તલભાર પણ ઘટયો નથી, એટલું જ નહિ પણ સરકારની નફટાઇ અને જંગલી ક્રૂરતાનો અંત લાવવા માટે વધુ ને વધુ સહન કરવા સેંકડો ઘવાયેલા અને બિનઘવાયેલા ગુજરાતના નવજુવાનો તૈયાર થઇ ગયા છે. બલિદાનનો ચેપ સારા ભારતવર્ષમાં વ્યાપ્યો છે. મહારાષ્ટ્ર અને સિંધના કસાયેલા સૈનિકો મેદાનમાં ઉતરીને ગયા. કર્ણાટક અને પંજાબથી સૈનિકો આવી રહ્યા છે પણ આ બધો જુસ્સો, અને ફના થઇ જવાની જે ધગશ ગુજરાતમાં અને આખા હિન્દુસ્તાનમાં વ્યાપી રહેલી છે. તેનો પૂરેપૂરો લાભ કુદરતી સંજોગોને કારણે ધરાસણાના રણુક્ષેત્ર પર લઇ શકાય એમ ન હોવાથી, હાલ તરત તો સરકારે જહાંગીરી ફતવાઓ—ઓર્ડિનન્સો—કાઢી ગાંધીજીએ પ્રજા સમક્ષ મૂકેલ જે કાર્યક્રમને તોડી પાડવા પછાડા માર્યા છે એ જ કાર્યક્રમને જાનને જોખમે પણ જલદીથી પાર પાડવામાં દેશના સૈનિકોએ કટિબદ્ધ થઇ ખપી જવું જોઇએ. તેથી ધરાસણાના યુદ્ધમાં ઘવાયેલા અને બિનઘવાયલા સૈનિકો તેમજ ધરાસણા તરફ કૂચ કરવા માટે સંકલ્પ કરી બેઠેલા સૈનિકો હવે ઘેર બેસવાને બદલે ગાંધીજી અને તેમના સંઘે કૂચ કરતા પહેલાં આઝાદી ઘેર ન આવે ત્યાં સુધી ઘર કે આશ્રમ સામું ન જોવાનો સંકલ્પ કર્યો હતો તેમ દેશનાં ગામડેગામડે વહેંચાઇ જાય અને ગામડેગામડે ધરાસણા પેદા કરે. એટલે કે મીઠાની લડતને જ્યાં જ્યાં અનુકૂળ હોય ત્યાં ત્યાં ચાલુ રાખે. તે ઉપરાંત બીજા અન્યાયી કાયદાઓનો સવિનય ભંગ કરવાનું અને તેમ કરતા કરતાં જેલ, મારપીટ કે ગોળી સહન કરવાનું ક્ષેત્ર ઉભું કર્યા વિના જંપે નહિ.

સત્યાગ્રહ છાવણી અને હોસ્પિટલના માંડવાઓ જમીનદોસ્ત થયા, છાવણીની જમીનો ખાલસા થઇ, ગામડિયા ઉપર કેર વર્તાવવા

ગામડામાં લશ્કર ફેરવ્યાં, ઊંટડીમાં ગોરા સિપાઇઓએ ઘોડા ખૂંદ્યાં અને રસ્તે ચાલતા પર પણ લાઠીઓ ફેરવી, ઇસ્પિતાલ પાસે ઊભા રહેનારને લાઠીના પ્રહારથી બેભાન કર્યા, છતાં ધરાસણાનાં આસપાસનાં ગામડાં અને શહેરોની પ્રજાનો સાથ અને સહકાર લેશમાત્ર ઘટવાને બદલે વધે જ જાય છે; તેથી જ ચારસો ચારસો સૈનિકોનાં રસોડાં અને સેંકડો સખ્ત જખમ ધવાયલા સૈનિકોની ઇસ્પિતાલ કોઇ પણ લશ્કરી છાવણીને ટક્કર મારે એવી રીતે ચાલી રહ્યાં છે. ખેડુતોએ, વેપારીઓએ, ડોકટરોએ, બહેનોએ, ટૂંકમાં પ્રજાના આમવર્ગે લડત ટકાવી રાખવા જે હિંમત બતાવી છે અને કિંમતી સહાય કરી છે તેની નોંધ સ્વાતંત્ર્યના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લેવાયા વિના નહિ રહે.

ધરાસણાની ચડાઇમાં ગુજરાતે દુનિયાને પણ છક કરી નાંખે તેવો ફાળો આપ્યો છે, અને આ લડતમાં મહારાષ્ટ્ર તથા સિંધના જે બહાદુર સેવકોએ ઝંપલાવી લડતને દીપાવી છે તે માટે હંમેશને સારૂ હિંદ માતા મગરૂર રહેશે."

તા. છઠ્ઠી જુનને શુક્રવારે આ લડાઇનો છેવટનો હલ્લો લઇ જવામાં આવ્યો. 'વંદે માતરમ્' ગવાયા પછી ૧૫૪ સૈનિકો કેસરિયાં કરવાના ઉત્સાહથી સવારે સાત વાગે જપ્ત થયેલી ઉંટડી છાવણીની જમીનમાંથી મીઠાના ઢગલાઓ તરફ ઉપડયા. પા કલાકમાં જ પોલીસ ચોકી આગળ બધા આવી લાગ્યા એટલે સામે લાઠીવાળાઓ ગોઠવાઇ ગયા અને બ્યૂગલ ફુંકાતાં બીજા અમલદારો તથા સિપાઇઓ આવી લાગ્યા બે ત્રણ સૈનિકો આગળ ધસવાનો પ્રયત્ન કરતા હતા તેમને મારીને, ગબડાવીને રોકયા. આગળ વધી શકાય એમ નહોતું એટલે સહેલાઇથી વિખેરાઇ ન જવાય એ હેતુથી બધા બેસી ગયા. ઇસ્માઇલ દેસાઇ ગાળો દેતા મેદાનમાં પોલીસોને સૂચનાઓ આપતા ફરતા હતા, કોને ખાસ મારવા તેની ઓળખાણ પોલીસને આપતા હતા. થોડીવારમાં સૂચના મળી કે હવે લાઠીઓ અને ઘોડાઓ છૂટશે એટલે જેને જવું હોય તે ચાલ્યા જાય. આ સાંભળી ૨૬ સૈનિકો ઉઠીને ચાલ્યા ગયા. એ બધા નાહિંમત હતા એમ કોઇ ન માને. મનમાં ખૂબ હિંમત રાખી સૈનિકો મેદાન સુધી

પહોંચે પણ સામે રાક્ષસ જેવા સ્વરૂપો લાઠીઓ લઇને ઉભા હોય એ જોઇને ઘણાને જરૂર પાછા હઠવાનું મન થાય. એ દેખાવ કંઇ સામાન્ય નથી હોતો. તોપણ ઇશ્વર કૃપાથી ઘણા હિંમત રાખી રોજ બેસતા તેમ છેલ્લે દિવસે પણ બેઠા રહ્યા.

તરત જ લાઠી-લીલા શરૂ થઇ ગઇ. બેઠેલા સૈનિકો મારથી નીચે ઢળી પડવા લાગ્યા. કેટલાક થોડા પ્રહારો વેઠીને ઉઠી જતા. મારનું વર્ણન વારંવાર કરવું એ પણ મુશ્કેલ છે. બાકી છેલ્લા દિવસનો માર કંઇ બીજા દિવસો કરતાં ઉતરે એવો ન હતો. ઉલટું, આજે એમના હાથમાં તો છેલ્લો ભોગ હતો. એટલે કેટલાક અકરાંતિયા મારાઓ તો પેટ ભરી ભરીને મારી લેતા. કેટલાક તો જૂની ઓળખાણ કાઢીને મારતા. કેટલાક સૈનિકો ઘણા દિવસ થયા ઉંટડીમાં વ્યવસ્થા માટે રોકાયા હતા. તેમને તો ખાસ નજરમાં રાખીને માર મારવામાં આવ્યો. માર મારતાં થાકે એટલે હાથ કે પગ પકડી મૂએલાં ઢોરની જેમ સૈનિકોને ઘસડે.

અર્ધા કલાકની અંદર તો એમણે પોતાનું કામ પૂરૂં કર્યું. મેદાનમાં અર્ધોએક ફર્લોંગ ઘસડાયા પછી પોણોસો સૈનિકો માર ખાઇને પડયા હતા. સારવાર કરનારા સ્વયંસેવકો તેમને ડોળીઓમાં ઉપાડી ઉંટડીની ઇસ્પિતાલમાં લઇ ગયા. આ બધા દૃશ્યના સાક્ષી, લડતમાં નહોતા પડયા એવા શ્રી. મુકુંદ માલવીયા તથા રાજેન્દ્ર દલાલ પણ હતા. સૈનિકોને તરત ચલસાડ લઇ જવામાં આવ્યા. ત્યાંથી કેટલાકને તો ૪ દિવસ સુધી બીજે ખસેડી ન શકાયા.

ધરાસણાનો સબરસ-સંગ્રામ ચોમાસું નજીક આવેલું હોવાથી તા. ૬-૬-૩૦ને રોજ છેલ્લી ચડાઇ પછી મોકૂફ રહ્યો. ધરાસણામાં સરકારે જે અત્યાચાર અને હત્યાંકાંડ ચલાવ્યો છે એ તો આ સરકાર કેટલી હદ સુધી જવા તૈયાર છે એની એક ઝાંખી જ છે. અહીં જે રીતે સત્યાગ્રહી સૈનિકો પર જુલમ ચલાવી પ્રજાને ડારી દઇ તેમનો જુસ્સો તોડી પાડવાનો પ્રયત્ન સરકાર તરફથી થયો છે તે જ જાતનો પ્રયત્ન આખા દેશમાં થવાનો છે. એની પ્રસ્તાવના જ માત્ર ધરાસણામાં થઇ છે. જેલનો ડર પ્રજામાંથી સદંતર

નીકળી ગયો છે અને જેલ જવું એ તો બાળકની રમત જેવું થઇ પડયું છે એટલે સરકારે લાઠીનો વધારે ઉગ્ર ઉપાય ધરાસણામાં અજમાવ્યો. ગુજરાતના સૈનિકોએ લાઠીનો ભય કાઢી નાંખી એ શસ્ત્રને પણ નકામું કરવા માંડયું છે. જ્યારે આખા દેશમાં લાઠીનો ડર નીકળી જાય અને ફૂલની જેમ લાઠીનો વરસાદ સહન કરવા પ્રજા તૈયાર થઇ જાય ત્યારે લાઠી પણ નકામી થઇ જશે. ધરાસણાએ એ વસ્તુની શરૂઆત કરી દીધી છે. ૧૩૦૦ ઉપર સૈનિકોએ અહીં લાઠીના ઘા ઝીલ્યા છે. ધરાસણાના મીઠાના ઢગલાઓમાંથી ચપટી પણ મીઠું નથી મળ્યું એ હકીકતને જો કોઇ આ લડતની હાર માનતા હોય તો આપણા સત્યાગ્રહનું સાચું સ્વરૂપ એ સમજ્યા નથી. આપણે ઇચ્છયું હોત તો ખુલ્લા અગરોમાંથી ઘણું યે મીઠું ઉપાડી શકયા હોત; પણ આપણો હેતુ જૂદો હતો. પૂર્ણ સ્વરાજના આખા યુદ્ધનો ધરાસણા એ તો એક વિભાગ જ છે. સરકાર પોતાના બધાં શસ્ત્રો અહીં અજમાવી ચૂકે અને એ રીતે એની લોહી પીવાની ઇચ્છા તૃપ્ત થાય અને પ્રજા એ બધું અહિંસાત્મક રહીને સહન કરી લે તો સરકારનો હૃદયપલટો થાય એ આ લડાઇનો મૂળ હેતુ છે. મીઠું મેળવવું હતું તો ઘણી જગ્યાએ લોકો સહેલાઇથી મેળવી શકતા હતા. ધરાસણાની જીત તો પ્રજાની અપૂર્વ અહિંસામાં રહેલ છે. ગમે તેવાને પણ જોઇને કમકમાટી ઉપજે એવા અત્યાચારો સૈનિકોએ હસતે મોઢે આંગળી પણ સામી ઉપાડયા વિના વેઠયા છે, એ વાતની કિંમત કોઇ ઓછી ન આંકે. એની અસર પ્રજા અને સરકાર પર ઓછી થઇ નથી. પ્રજામાં ભારે હિંમત આવી છે, આ સરકાર માટેનું જે થોડાઘણાને માન હતું તે તદ્દન ઉતરી ગયું છે. સરકારનું અસલ સ્વરૂપ પ્રજાએ ચોખ્ખી રીતે જોઇ લીધું છે, અને પ્રજાનો જે ભાગ આજે સરકારનો કંઇ વિરોધ નથી કરતો તે પોતાની નબળાઇને લીધે જ એમ પણ એમને પોતાને ખાત્રી થઇ છે.

સરકારનો હૃદયપલટો બહુ સહેલાઇથી થઇ શકે એમ તો કોઇ માનતું જ ન હોય. આખા દેશનું સ્વાતંત્ર્ય મેળવવાની લડત

થોડા દિવસમાં અને થોડા ભોગે પૂરી થાય એમ પણ કોઇ આશા ન રાખતું હોય, છતાં પણ સરકારને વળગી રહેલા લોકોનાં હૃદયનો જે થોડો ઘણો પણ ખ્યાલ આવ્યો તે પરથી કહી શકાય છે કે એમનાં હૃદય પીગળવા માંડયાં છે. ધરાસણામાં પોલીસનાં માણસો આ જાતના અત્યાચાર કરીને એટલા દુઃખી થયાં છે કે એમાંના ઘણાંખરાં તો બનતાં સુધી મારવાનું નાપસંદ કરતાં, અમલદારોને બતાવવા ખાતર જ્યારે મારતાં ત્યારે ધીમેથી મારતાં. કેટલાક બદમાશો ખૂબ માર મારતા એ વાત સાચી છે. અમલદારોને જાતે માર મારવો પડે છે એ સ્થિતિ આવી એ શું બતાવે છે? એટલું જ કે અમલદારો ન મારે તો સામાન્ય સિપાઇ પણ લાઠી ન ઉપાડે. આ સ્થિતિ ધરાસણામાં છૂટે હાથે અપાયેલા બલિદાનને લીધે આવી છે.

ધરાસણાનાં આશાજનક પરિણામો તો આજે આખો દેશ અનુભવે છે. ધરાસણાના પાઠો પણ પ્રજાએ બરાબર શીખી લીધા છે. સરકાર ઠેરઠેર ધરાસણા કરવાની ધમકી આપે છે; પ્રજાની મુરાદ પણ ધરાસણા કરતાં વધારે હિચકારા હત્યાકાંડ અહિંસક અને અડગ રહીને સહન કરવાની છે; કેમકે આપણને ખાત્રી થઇ છે કે એમાં જ પૂર્ણ સ્વરાજ સમાયેલું છે. એ રીતે જ આ 'સેતાની' સરકાર પોતાનો આપઘાત કરશે, એ રીતે જ અગ્નિપરીક્ષામાંથી પસાર થઇ પ્રજા વિજયવંત અને તેજસ્વી થઇ બહાર આવશે. ઇશ્વર આપણને અહિંસક અને મક્કમ રહીને સ્વતંત્રતાને ખાતર દુઃખ વેઠવાની શક્તિ આપો.

વંદે માતરમ્

## ધરાસણાના અત્યાચારો વિષે સ્વતંત્ર અભિપ્રાયો

શ્રી. મીરાંબહેને (મીસ સ્લેઇડ) ધરાસણાના અત્યાચારો સબંધી 'યંગ ઇંડિયા'માં લખેલો લેખ:

### 'પોલીસનું નમૂનેદાર વર્તન'

આ દિવસોમાં જ્યારે વ્હાઇટ હૉલ અને સિમલાના અધિકારીઓ પોલીસના વર્તનના વખાણ કરતાં કદી થાકતા જ નથી ત્યારે મને વિચાર આવ્યો કે આ નમૂનેદાર વર્તનની ધરાસણાના સત્યાગ્રહીઓ પર શી અસર થવા પામી છે તે જાતે જઇને જોઉં તો ખરી.

૬ઠ્ઠીએ મધ્યાહ્નને હુ વલસાડ પહોંચી. એ જ વખતે તે દિવસની સવારની 'ધાડ'માં ઘાયલ થયેલાઓને ત્યાં લાવવામાં આવતા હતા. તેમાંના ઘણાને સ્ટ્રેચર પર સુવાડેલા હતા, અને બીજા મોટરથી ઇસ્પિતાલ સુધી માંડ ચાલીને જતા હતા

'આજે માર અને રિબામણુ સૌથી વધારે નિર્દય છે, એમ ડોકટરો અને સ્વયસેવકોએ ખબર આપી. સત્યાગ્રહીઓને વધારે નજીકથી જોવા માટે અને ડાકટર પાસેથી તેમના ઘાની નોંધ મેળવવા માટે હું ઘાયલોના ઓરડામાં ફરી વળી.

આ વીર પુરૂષો, જેઓ થોડા જ કલાક પહેલાં તદ્દન નિઃશસ્ત્ર સ્થિતિમાં અહિંસાની પ્રતિજ્ઞા લઇને નીકળેલા તેઓ અત્યારે મારી સામે પગથી માથા સુધી છૂંદાયેલા અને ઘવાયેલા પડયા હતા, એ જોઇને મારી ચામડી ખરેખર કંપવા લાગી અને અને રોમાંચ આવવા લાગ્યાં.

એક જુવાનને ખભા પર અને કમરના ભાગમાં એટલું વાગ્યું હતું કે તેનાથી ચત્તા સુવાતું નહોતું. વળી એના હાથ અને વાંસાને પણ એટલી ઇજા થઇ હતી કે આરામ માટે એનાથી પાસું પણ બદલાય એમ રહ્યું નહોતું. બીજા એકની છાતી સારી પેઠે છૂંદાયેલી હોવાથી તેનાથી પૂરો શ્વાસ લેવાતો નહોતો. પાસે જ એક ઉંચો, મજબૂત બાંધાનો મુસલમાન અતિશય લાચાર હાલતમાં પડયો હતો.

'એને કેટલું વાગ્યું છે?' મેં પૂછ્યું.

'એને પેટ, પીઠ અને જમણા પગ પર ભયંકર માર પડયો છે. એનાં બંને વૃષણ પોલીસે ખૂબ દબાવવાથી સૂજી ગયાં છે'

અમે ઉપલે માળે ગયાં. અહીં સુસવાટ સાથે શ્વાસોચ્છ્વાસ ચાલી રહ્યો હતો અને વચ્ચેવચ્ચે હૃદયભેદક ચીસો પડતી હતી તે તરફ મારું ધ્યાન ખેંચાયું. એક જુવાન ભારે વેદના ભોગવી રહ્યો હતો. તે વારંવાર પેટ પકડતો હતો, અને જાણે દર્દથી ગાંડો થઇ જવાનો ન હોય એવી રીતે થોડેથોડે આંતરે એકદમ બેઠો થઇ જતો હતો.

'એને સીધો પેટ પર કારી ઘા લાગ્યો છે, અને એને લોહીની ઉલટી થયા કરે છે. એનાં પણ વૃષણ ખૂબ દબાવવામાં આવ્યાં છે, એટલે એના જ્ઞાનતંતુઓ પર બહુ જ માઠી અસર થઇ છે.'

પેલા લોકો બરફ લાવીને એને માથે અને ઘાવાળી જગાઓ પર ઘસવા લાગ્યા, એટલે એને ધીમેધીમે શાતા વળવા લાગી.

અહીંથી અમે બીજી ઇસ્પિતાલે ગયાં, ત્યાં તો બીજા કેટલાયે ઘાયલ થએલા પડયા હતા.

જેની જેની સાથે મેં વાત કરી તે સૌએ રાક્ષસી માર, ગિબા-મણી, ધક્કામુક્કી અને ઘસડામણનાં એક જ જાતના વર્ણન આપ્યાં, અને પોલીસો તથા તેમના હિંદી અને અંગ્રેજ ઉપરીઓએ નઠારાં અને ન બોલાય એવાં બીભત્સ વચનોનો જે વરસાદ વરસાવ્યો હતો એને વિષે આ બધાં માણસો અતિશય ત્રાસ અને ઉકળાટથી બોલતાં હતાં.



ધરાસણા વૉર કાઉન્સીલના બે સભ્યો કે જેમને છેલ્લા દિવસે સખ્ત માર પડયો હતો—શ્રી દિનકર મહેતા, અને શ્રી. શિવાભાઇ પટેલ.



ગાંધીજીના સૈન્યના એક સૈનિક અને વૉર કાઉન્સીલના સભ્ય શ્રી રાવજીભાઇ પટેલ, જેઓ સખ્ત જખમાયા હતા.



પંચમહાલના શ્રી. મારૂતીસિંહ ઠાકોર, જેમને ૬ઠ્ઠી જુને નિર્દય
માર મારવામાં આવ્યો હતો.



આંટ છાવણીના વીર નાયક શ્રી કાંતિલાલ પારેખ, જેમણે છઠ્ઠ જુને બીજી
વેળા હુમલામાં ભાગ લીધો હતો, અને સખ્ત ઘાયલ થયા હતા.

આ પોલીસનું નમૂનેદાર વર્તન, જેને વિષે અંગ્રેજ ઉમરાવો અને ગૃહસ્થો ભારે અભિમાન ધરાવે છે! અહીં શું ચાલી રહ્યું છે એ તેઓ નહિ જાણતા હોય! ના, એમ તો ન જ બને, કેમકે ઉત્તર વિભાગના કમિશનર અને સુરતના કલેકટર જેવા ઊંચા હોદ્દાના અંગ્રેજ અમલદારો આ બધો વખત રણક્ષેત્ર પર હાજર જ હતા.

ત્યારે અંગ્રેજોની આબરૂ અને ન્યાયપ્રિયતા કયાં જતાં રહ્યાં છે?

ધરાસણામાં તેમણે જે કર્યું છે એની ક્ષમા તો ગમે એટલી દલીલથી પણ મળે એમ નથી.

સત્યાગ્રહીઓનો હેતુ મીઠાના કાયદા (જે અન્યાયી છે એમ સૌ માને છે)નો સવિનય ભંગ કરવાનો હતો. એની કાયદેસર સજા તરીકે સામે થયા વિના પકડાવા અને જેલમાં પૂરાવા સત્યાગ્રહીઓ તૈયાર હતા. પણ સત્તાધારીઓએ બીજા ઉપાયો વાપરવાનું પસંદ કર્યું. પછી ૨૨મીએ કદાચ પોતાનાં કૃત્યોને કાયદાનું ઓઠું આપી જોવાની ખાતર તેમણે ૧૪૪મી કલમ અમલમાં મૂકી, અને ચારથી વધારે માણસનું ટોળું ગેરકાયદેસર મંડળી ગણાશે એવું જાહેર કર્યું.

આ અસાધારણ કાયદો અમલમાં આવ્યા પછી જો લોકોનું ટોળું—પછી લોકો ભલે પૂરેપૂરા અહિંસક હોય અને એક પણ માણસને ઇજા કરવાના નથી એ જાણીતું હોય—હુકમ થયે વિખેરાવાની ના પાડે તો તેના પર લાઠી ચલાવવી વાજબી છે, એમ કદાચ અમલદારવર્ગ તરફથી દલીલ કરવામાં આવશે.

એટલી પશુવૃત્તિની દલીલ એમની દૃષ્ટિએ સમજી શકાય એવી છે.

પણ તેમણે સત્યાગ્રહીઓ જોડે જે વર્તન ખરેખર ચલાવ્યું છે તેની ક્ષમા તો કોઇ રીતે મળી શકે એમ નથી.

અહિંસક ટોળાંને વિખેરી નાંખવાના સાધન તરીકે નીચેની વસ્તુઓને વાજબી કોણ ગણે?

૧. માથાં, છાતી, પેટ અને સાંધા પર લાઠીના ઘા કરવા.

૨. ગુહ્ય ભાગો, પેટ અને છાતી પર લાઠી ઘોંચવી.

૩. માણસોને મારતાં પહેલાં નાગાં કરવા.

૪. લંગોટ ફાડી નાખીને ગુદામાં લાકડી ઘોંચવી.

૫. માણસ બેભાન થાય ત્યાં સુધી તેના વૃષણ દબાવીને ખેંચવા.

૬. ઘવાયેલાં માણસોને ઘસડવાં, અને ઘણીવાર ઘસડતાં–ઘસડતાં માર મારવો.

૭. ઘવાયેલાઓને કાંટાની વાડમાં કે મીઠાના પાણીમાં નાખી દેવા.

૮. માણસો જમીન પર પડયાં હોય કે બેઠાં હોય ત્યાં તેમના પર ઘોડા ચલાવવા.

૯. માણસોનાં શરીરમાં, કેટલીકવાર તો તેઓ બેભાન હોય ત્યારે, ટાંકણીઓ અને કાંટા ભોંકવા.

૧૦. માણસો બેભાન થઇ ગયા પછી તેમને મારવાં.

અને બીજી અનેક જંગલી વસ્તુઓ જેનો ગણતાં પાર પણ ન આવે. ઉપરાંતમાં સત્યાગ્રહીઓની પવિત્રમાં પવિત્ર લાગણીઓ જેટલી દુખવાય એટલી દુખવે એવાં બીભત્સ વચનો અને ગાળો.

આ આખી ઘટના એટલી રાક્ષસી, ઠંડે પેટે કરેલી અને ગેરવાજબી છે કે એનો જોટો જગતની પ્રજાઓના ઇતિહાસમાં કયાંયે મળે એમ નથી.

બ્રિટિશ રાજ્યનું ખરૂં સ્વરૂપ હિંદુસ્તાન હવે સમજી ગયું છે, અને એ સમજની સાથે જ એ રાજ્યનો વિનાશ લખાઇ ચૂકયો છે.

મીરાં

પૂ. કસ્તુરબાએ વલસાડ અને ઉંટડીની ઇસ્પિતાલમાં ઘવાએલાઓના કરૂણ દૃશ્યો નજરે જોયાં ત્યારે એમનું હૃદય હલમલી ઉઠ્યું હતું. એમણે છાપાના પ્રતિનિધિને મુલાકાત આપતાં અતિ કરૂણ શબ્દોમાં પોતાના મનની સ્થિતિ વર્ણવી હતીઃ—

"ઘાયલ થએલા સૈનિકોને જોવા અને આશ્વાસન આપવા આજે મે વલસાડ ઇસ્પિતાલની મુલાકાત લીધી અને બિછાના પર પડેલા એ ભાઇઓના મલમપટ્ટા અને પાટાઓનો કરૂણ ચિતાર જોઇ મારૂં હૃદય ઘવાયું—રોયું. પોલીસે એમના ઉપર જે જૂલમ વર્તાવ્યો તે સાંભળીને કમકમાટી વિછૂટી. આ બધાનો હિસાબ તો એક દિવસ પરમેશ્વર લેશે, પરંતુ મારે એટલું કહેવું જોઇએ કે મને દુઃખ તો થયું. છતાં પણ આવી અવર્ણનીય વેદના સહન કરવા છતાં એ

યુવાનોએ જે દેશભક્તિ, વીરતા અને ઉત્સાહ દાખવ્યાં હતાં તે જોઇ મારૂં દીલ હર્ષથી ઉભરાયું. સત્યને માટે આવા બલિદાનનું દષ્ટાંત તો ઇતિહાસમાં હરિશ્ચંદ્ર એટલાનું જ મળે છે.

ચારે બાજુએથી આવા જુલમોની કહાણીઓ આવે જાય છે. તેમાં સર્વ કોઇ એકમેકને સહાય અને સાથ દે તો જ આપણા કાર્યની સફળતા થાય. આટલા બધા ડાક્ટરો અને બહેનો માંદાની સારવાર કરે છે એથી મને બહુ જ આનંદ થયો.

મને આશા છે કે મારા જે દેશભાંડુઓ ધરાસણાની કરૂણ કહાણી સાંભળશે તે વાઇસરોયના નવા કાળા કાયદાઓનો સામનો કરવા બમણા ઉત્સાહથી કર ન ભરવાની હીલચાલ ઉપાડશે તેમજ દારૂનિષેધ અને પરદેશી કાપડના બહિષ્કારની પ્રવૃત્તિ ચાલુ રાખશે. જે થવાનું હોય તે થાય પરંતુ હું તો મારી પ્રવૃત્તિ ગમે તેવા જુલમ સામે પણ ચાલુ રાખનાર છું; કારણ કે ધરાસણા જોયા પછી તો વધારે ને વધારે ખાત્રી થાય છે કે આ સરકારનો અંત આણ્યે જ છૂટકો."

## ડૉ. ભાસ્કર પટેલ એમ. ડી. નું

### ૧લી જુનનું બુલેટીન

વલસાડ ખાતેની કોંગ્રેસ ઇસ્પિતાલવાળા ડૉ. ભાસ્કરરાવ પટેલ એમ. ડી. ઇસ્પિતાલને લગતા તા. ૧લી જુનના બુલેટીનમાં જણાવે છે કે બપોરના ૨ વાગે સૌથી પહેલો ૨૩ ઘાયલ વોલંટિયરોનો જથ્થ ઇસ્પિતાલમાં આવ્યો ત્યારથી આ બુલેટીન લખતાં સુધીમાં એમ્બ્યુલન્સ કારો અને સ્ટ્રેચરમાં નાંખીને વોલંટિયરો આવ્યા જ કરે છે. મને એવા ખબર આપવામાં આવ્યા છે કે ૩૦ કરતાં વધુ વોલંટિયરો સખ્ત ઇજા પામેલા ઉંટડીના કેમ્પમાં પડેલા છે. અત્યાર સુધીમાં ૬૦ને ઇસ્પિતાલમાં દાખલ કરવામાં આવ્યા છે. એકની ગોળી સુજી ગયેલી છે. તે દરદીને ઘણું દરદ થાય છે. કેટલાકના ઉપરથી ઘોડાઓ કુદાવવામાં આવ્યા છે. જ્યારે કેટલાકને ઘોડેસ્વારોના લાઠીના ફટકા પડયા છે. અને કેટલાક પેટમાં મુક્કાના અને બીજા

મારથી થતાં દરદની ફરિયાદ કરે છે. કેટલાકને શરીરના જૂદા જૂદા ભાગ પર ઉઝરડા પડ્યા હતા. કારણ કે તેઓને ઘસડવામાં આવ્યા હતા. કેટલાકના અંગમાં કાંટા ભોંકાવાથી દરદ થાય છે.

## ડૉ. ભાસ્કર પટેલ, એમ. ડી નો અભિપ્રાય

મુંબઇથી અહીં છાવણીની ઇસ્પિતાલનો ચાર્જ લેવા આવેલા ડૉ ભાસ્કરરાવ પટેલ એમ. ડી. એ આજના પોલીસ હુમલા વિષે મુલાકાત આપતાં જણાવ્યું કે જ્યારે એઓ ૧૨ વાગે અહીં આવ્યા ત્યારે ઉંટડીથી ઇજા પામેલા સ્વયંસેવકોનો દરોડો જોઇ તેઓ આશ્ચર્ય પામ્યા હતા. ૩૦થી વધારે સ્વયંસેવકોપર ઘોડા દોડાવવામાં આવ્યા હતા. અને અત્યાર સુધીમાં ૯૦ સ્વયંસેવકોની હાડકું ભાંગી જવા માટે અને હાડકું ખસી જવા માટે સારવાર કરી હતી.

## ડૉ. ભાસ્કર પટેલ, એમ. ડી. એમની યાદી
## ઘોડા દોડાવાયા હતા કે નહિ ?

ડેલી મેલના રિપોર્ટરના કોલમમાં ધરાસણામાં સત્યાગ્રહીઓ પર ઘોડા દોડાવવાની વાતનો મી૦ ગેરેટ જે ઇન્કાર કરે છે, તે સંબંધમાં ફ્રી પ્રેસ ઓફ ઇન્ડિયાના પ્રતિનિધિએ સત્યાગ્રહ ઇસ્પિતાલના ચીફ મેડીકલ ઓફીસર મી૦ ભાસ્કરરાવ પટેલ એમ. ડી. તેમજ અમદાવાદવાળા ડૉ. ભોગીલાલ પી. શાહ જેમણે રેડ ક્રોસ ટોળીઓની સાથે જઇ ધરાસણાથી ઘાયલ થયેલાઓને વલસાડ આણ્યા હતા, તેમની મુલાકાત લીધી હતી. તેઓ જણાવે છે કે તા૦ ૩૧મી મે અને ૧લી અને ૩જી જુનને દીને વોલંટિયરો પર લાઠી-વાળા ઘોડેસ્વારો છોડી દેવામાં આવ્યા હતા. કેટલાક વોલંટિયરો ઘોડાના પગ નીચે કચરાયા હતા. અને તેમને જ્યારે ઇસ્પિતાલમાં દાખલ કરવામાં આવ્યા ત્યારે તેમનાં બદન પર ઘોડાંના ડાબલાઓની સ્પષ્ટ નિશાનીઓ હતી. ડૉ૦ ભોગીલાલ જ્યારે આ બનાવ બન્યો ત્યારે ધરાસણા હતા, તેમણે જોયું કે સ્વયંસેવકો ઉપર ઘોડા દોડાવવામાં આવ્યા હતા, અને ઘોડેસ્વારો તેમને દયાહીન રીતે મારતા હતા. ઇસ્પિતાલમાં દરદીઓની ઇજાનો બરાબર રેકર્ડ રાખવામાં આવ્યો છે, અને તે ઉપરથી કહી શકાય છે કે ૧૦

વોલંટિયરોને ઘોડાઓથી સખત ઇજા થઇ છે, જ્યારે બીજાઓને વત્તીઓછી ઇજા થઇ છે. બીજા કેટલાક દાખલામાં વોલંટિયરોને સખત રીતે અને ઘાતકીપણે મારવામાં આવ્યા છે. અને કેટલાક દાખલામાં તો છાતી, પેટ અને શરીરના ગુપ્ત ભાગોને પણ ઇજા કરવામાં આવી છે,

## શ્રી૦ ભુલાભાઇ દેસાઇની યાદી

મુંબઇના જાણીતા ધારાશાસ્ત્રી મી૦ ભુલાભાઇ જે. દેસાઇ સત્યાગ્રહીઓને જે ઇસ્પિતાલોમાં રાખવામાં આવ્યા છે તે સઘળાની મુલાકાત લઇ છાપા જોગ યાદી બહાર પાડતાં જણાવે છે કે "હું ગઇ કાલે વલસાડ આવ્યો અને દરેકદરેક ઇસ્પિતાલની મુલાકાત લઇ આવ્યો. ઘાયલ થયેલા સત્યાગ્રહીઓને લોકો આ વખતે અજબ લાગણીથી મદદ કરી રહ્યાં છે. ઇસ્પિતાલની વ્યવસ્થા ઘણી જ સુંદર છે. ધરાસણાથી ઘાયલ થયેલાઓને લાવવાથી માંડીને તેમની ઇસ્પિતાલમાં સારવાર કરવા સુધીનું કામ ઘણી જ સુંદર રીતે થાય છે. ઇસ્પિતાલના ડોકટરો દિવસ અને રાત મહેનત કરે છે, અને ઘાયલ થયેલાઓની સારવાર સગવડ માટે સારામાં સારી કાળજી રાખવામાં આવે છે. ઘાયલ થયેલાઓને થયેલી ઇજાઓ જાતજાતની હતી. તેમને દયાહીન રીતે મારવામાં આવ્યા હતા એ દેખાઇ આવે છે. અને પોલીસ જાણે ઝાડવાને ઝુડતી હોય એ રીતે સ્વયંસેવકોના દરેક ભાગને તેમણે ઝુડયા છે. માર મારનારાઓએ પગથી માથા સુધી શરીરનો એક પણ ભાગ રહેવા દીધો નથી. આ જાતની વોલંટિયરો તરફની વર્તણુક ખચીત અમાનુષી છે, આવી જાતના મારના ભોગ થઇ પડેલા દરેક ઇસ્પિતાલમાં મેં લગભગ પંદર યુવાનો જોયા હતા. તેઓ આ બધું આનંદથી અને શ્રદ્ધાથી સહન કરતા હતા. કચ્છના એક વેપારી જેમને માર પડયો હતો, અને જેમની ઉંમર આધેડ હતી તે તો પાછા હુમલામાં ભાગ લેવા તૈયાર હતા. હાથમાં ગીતા સાથે એ બોલ્યા હતા કે "બાપુજી માટે હું વધારે શું કરી શકું ?" વલસાડે ખરેખર આ પ્રસંગે મરદાનગીથી સ્વયંસેવકો પ્રત્યેની ફરજ બજાવી છે, અને સ્વદેશી

અને પરદેશી કાપડના બાયકોટની ચળવળ એ ગામમાં જોસભેર ચાલી રહી છે

---

ગુજરાતના રીઢા સમાજસેવક શ્રી. અમૃતલાલ ઠક્કરે તા. ૧ લી જુને છાપાના પ્રતિનિધિને આપેલી મુલાકાતમાં જણાવ્યું હતું:

"આ લડત સુધરેલી સરકાર સાથે સત્યાગ્રહીઓની નથી પણ સંપૂર્ણ અહિંસાત્મક સંગ્રામ ખેલનારાઓ પર પશુબળનો ઉપયોગ કરનાર સરકાર સાથે છે. ૧૬૫ સત્યાગ્રહીઓમાંથી ૧૧૧ સત્યાગ્રહીઓ ઘવાયા. એ ખરેખર ગંભીર ખુવારી ગણાય. બ્રિટિશ સરકાર આવી ગંદી અને અપમાન લડત કયાં સુધી ચલાવશે એ કોણ કહી શકે? હું કેટલાક સ્વયંસેવકોને ઇસ્પિતાલમાં મળ્યો, જેમણે ઘોડાઓની ખરીઓ તળે દાબવામાં આવ્યા હતા. તેમના માથા પર અને શરીરના બીજા અવયવો પર પડેલા લાઠીના ફટકાની તો ગણતરી જ કરતો નથી. આ દશ્યે મને મેસાપોટેમિયાથી આવતા ઇજા પામેલા ૧૯૧૬–૧૮ ના હિંદી સિપાઇઓની યાદ આપી. ફકત તેમાં આટલોજ તફાવત હતો કે કોઇપણ સત્યાગ્રહી સિપાઇએ એક લાકડી પણ ઉગામી નથી, પ્રત્યેક યુવક અને પ્રૌઢને આ ધરાસણાની અહિંસાત્મક લડતમાં જ્યાં સુધી સરકાર હિંસા કરી આપ મેળે જ થાકે નહિ ત્યાં સુધી લડત ચાલુ રાખવા અને તેમાં જોડાવા હું આગ્રહ કરૂં છું."

---

મુંબઇની સ્મોલ કોઝ કોર્ટના માજી ન્યાયાધીશ શ્રી. હુસેન બ. તૈયબજી તા. ૩જી ના હુમલા વેળા જાતે ધરાસણા આવ્યા હતા. એમણે પોતાની નજરે જે દશ્યો જોયાં હતાં તેનું વર્ણન આપતા જણાવે છે કે:

"હિંદમાં ઠામોઠામ ફેલાયલા અસંતોષને પરિણામે ઉભી થયેલી સવિનય ભંગની હીલચાલને પુગી વળવા સરકાર કેવાં પગલાં લેતી હતી તે સંબંધી મેં ઘણુંક વાચ્યું હતું.

સરકાર સન્મુખ એક નવા પ્રકારનો બળવો ઉભો થયો હતો. જો તે નિખાલસ સરકાર હોત તો લોકોના આદર્શોને પારખી શકી હોત. પણ સરકાર આ કામ માટેની નહિ પણ ફકત રાજકારોબાર ચલાવવા માટેની હોવાથી તેની નેમ પ્રજાકીય લડત કચડી નાંખવાની

હતી. કાયદો જાળવી રાખવા માટે કાયદાનો કાંઇક ભંગ ચલાવી લેવાય પણ પ્રજા તરફથી જે વર્તણુંકની સરકાર આશા રાખે તેવી વર્તણુંક તેને પણ દેખાડવી જોઇએ. પણ આપણે જોઇએ છીએ કે પ્રજાકીય લડત કચડી નાખવા માટે સરકાર દિવસે દિવસે કાયદાનું ઉલ્લંઘન કરતી ગઇ હતી. સઘળાં ભાષણો, જાહેર પુરૂષોનાં કથનો અને ખબરો પરથી હેવાનિયતપણું માલમ પડી આવતું હતું.

એક જાણીતા ગૃહસ્થે મને જણાવ્યું હતું કે તેઓ પણ ધરાસણાની ધાડ જોવા ગયા હતા, અને દૂરથી ઉભા હતા છતાં એક યુરોપીઅન અમલદાર તેઓ સામે ઘોડો દોડાવી લાવ્યો હતો અને તેથી નાસીને એક ઝાડીમાં ભરાઇ જવાથી તેમનો સહેજે બચાવ થયો હતો.

ત્યારબાદ કેટલાક જાણીતા ગૃહસ્થોએ સર પુરૂષોત્તમદાસ, શ્રી. વાલચંદ હીરાચંદ અને મી. નટરાજન સાથે ધરાસણા જવાનું આમંત્રણ દીધું. મેં તે કબુલ્યું હતું. પણ હૂં દિલગીર છું કે સર પુરૂષોત્તમદાસ અને મી. વાલચંદ હીરાચંદ નાદુરસ્ત તબિયતને સબબે આવી શકયા નહિ.

સત્યાગ્રહ છાવણીનો આગથી નાશ થયેલો છે અને કુમારી મણીબહેન પટેલની આગેવાની હેઠળ અમોએ વોલંટિયરોની ટુકડીને જોઇ હતી.

અમો કૂચ કરનારની પૂંઠે ગયા હતા.

ત્યારબાદ મી. જુવેલ બીજા ૨ અમલદારો સાથે આવી પહોંચ્યા હતા અને હું કોણ હતો તે પુછ્યું. મેં મારૂં નામ નિશાન આપ્યું હતું.

મી. જુવેલે મને જણાવ્યું હતું કે આ ધાસ્તીભરી જગા હોવાથી મારે ઘણા દૂર ચાલ્યા જવું.

તેના જણાવવા ઉપરથી હું સમજયો હતો કે મને માર પડશે અને છુટી જવાથી હું સલામત રહીશ

મને ખબર પડી હતી કે સત્યાગ્રહીઓની પહેલી ટુકડીને પકડવામાં આવી હતી અને ત્યારબાદ તેના આગેવાન શ્રીયુત વામન મુકાદમ સિવાય સઘળાઓને છોડી મુકવામાં આવ્યા હતા.

શ્રીયુત વામનને સત્યાગ્રહી વોલંટિયરો સ્ટ્રેચર ઉપર હૉસ્પિતાલમા લાવ્યા હતા, જ્યાં મેં તેઓની મુલાકાત લીધી હતી.

શ્રીયુત વામને મને જણાવ્યું હતું કે તેઓને ગંભીર માર મારવામાં આવ્યો હતો અને અનેક રીતે હેરાન કરવામાં આવ્યા હતા.

આ પછી તરત જ અમોએ બ્યૂગલના અવાજો સાંભળ્યા હતા અને ૨ ઘોડેસ્વારો હાથમાં લાઠીઓ સાથ ગામડાનાં લોકોને ધમકી આપતા ધસી આવ્યા હતા અને એટલા ઉપર ઉભેલું લોક પણ સલામત રહ્યું હતું નહિ. હૉસ્પિતાલ નજદીક ઉભેલો એક આદમી ઘોડા હેઠળ કચડાઇ ગયો હતો અને હાલમાં તે બેભાન પડેલો છે."

## શ્રી. હુસેન તૈયબજીનો સરકારના જૂઠાણાંને પ્રત્યુત્તર

મુંબઇની સ્મોલ કૉઝીઝ કોર્ટના માજી જજ મી. હુસેન બી. તૈયબજી જેઓ મી. દેવધર, મી. નટરાજન અને બીજાઓની સાથે ધરાસણા ગયા હતા, અને ત્યાં સ્વયંસેવકોપર ગુજરતો ત્રાસ નજરોનજર જોઇ યાદી બહાર પાડી હતી એ યાદીનો સરકારી યાદીમાં જવાબ આપવામાં આવ્યો છે. મી. હુસેનભાઇ સરકારી યાદીનો નીચે પ્રમાણે જડબાંતોડ પ્રત્યુતર આપે છે.

"ધરાસણાના જુલમો સંબધમાં મુંબઇના ખબર ખાતાના ડાયરેકટરે ગયા મંગળવારે બહાર પડેલી યાદી જે મુંબઇના પેપરોમાં બુધવારે છપાઇ હતી તેનો જવાબ આપવા એક સ્ટેટમેંટ બહાર પાડવા મને કહેવામાં આવ્યું છે અને એ કહેણ હું માથે ચઢાવું છું.

### ધ્યાન આપ્યું

પ્રથમ તો એ વાત માટે હું સંતોષ જાહેર કરૂં છું કે સત્તાવાળાઓએ અમારી ફરિયાદો તરફ આંખ આડા કાન કર્યા નથી, પણ તે લક્ષમાં લેવા મહેરબાની કરી છે. સરકારી યાદી ધ્યાનપૂર્વક વાંચ્યા પછી દિલગીરી સાથે મારે એ અભિપ્રાય પર આવવું પડયું છે, કે એ યાદીમાં સરકારી અમલદારોનાં સ્ટેટમેંટનો કંઇ પણ તપાસ કર્યા વગર સ્વીકાર કરવાનો સિદ્ધાંત રાખવામાં આવ્યો છે. સરકારી અમલદારોનો રિપોર્ટ એકતરફી છે, અને તેથી તદ્દન નકામો છે.

## અમારા સ્ટેટમેંટનો ભાવ

અમારૂં મૂળ સ્ટેટમેંટ જાહેરની સેવા બજાવવાના ભાવથી તૈયાર કરવામાં આવ્યું હતું, અને સારા કારોબાર માટે એ જ ભાવ હોવો જોઈએ. અમે સરકારને અપીલ કરી હતી; તે વચલા અમલદારો કે નાના કે મોટા સરકારી અમલદારોને નહિ; પણ અમારી વિનંતી હિંદના મામલા સંબંધમાં જેઓ હુકમો આપે છે તે મધ્યસ્થ સરકારને હતી. અમે એમને અપીલ કરી હતી કે અમારી માન્યતા પ્રમાણે એમની અનુમતિથી, બહાલીથી કે મરજીથી જે જુલમો થાય છે તેને અટકાવવા અમારા સ્ટેટમેંટમાં પ્રજા તરફથી સરકાર આગળ અમે કેસ રજૂ કર્યો હતો, તે ઉપર લક્ષ આપવું.

## સરકાર જવાબદારી નથી લેતી ત્યારે—

જ્યારે સરકાર પોતે એ જુલ્મો માટે બહાલી કે અનુમતી આપવાની ના પાડે છે એટલે વચલા અમલદારો પછી તે ગમે તેટલા ઊંચા હોદ્દા પર હોય તે આ જુલમાટના સંબંધમાં ગુને-ગારની પંક્તિ પર આવે છે. અને જ્યારે ખુદ સરકારી યાદીમાં જણાવવામાં આવે છે કે સરકારી અમલદારો, જેઓ આ દરોડાઓ સંબંધમાં પગલાં લેવા હંમેશાં ત્યાં હાજર રહેતા હતા અને રોજ રિપોર્ટો મોકલ્યા કરતા હતા, ત્યારે જુલમાટના આક્ષેપોમાંથી એ અમલદારો છૂટી શકે તેમ નથી. સરકારી છાપાંજોગી યાદીમાં આ સરકારી આરોપીઓ (અમલદારો)એ રજૂ કરેલી હકીકત આપ-વામાં આવી છે, અને તેમનો રિપોર્ટ જાણે એ બનાવ પરના તેમના ચુકાદા જેવો જ લાગે છે.

## આરોપીઓ ન્યાયાધીશ?

આખરે ખરા સુખી આરોપીઓ છે કે જેઓ પોતાનો ચુકાદો પોતે વાંચી શકે છે? હું કોઈને ગેરઈન્સાફ કરવા માંગતો નથી. આ સરકારી ચુકાદામાં બે દલીલો આગળ લાવવામાં આવી છે.

(૧) આરોપીઓ પોતે દરરોજ યાદીઓ બહાર પાડી તેમાં જાહેર કરતા હતા કે પોને તદ્દન નિર્દોષ છે. આનો કંઈ જવાબ આપવાની જરૂર છે?

(૨) કે તા. ૨૬મી મેને દિને ધરાસણાની છાવણી ખાલી કરવામાં આવી ત્યારે માત્ર બે જ દરદીઓને સ્ટ્રેચર પર લઈ જવાની જરૂર પડી હતી. અને આ ઉપરથી એમ બતાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે કે આજ એકલી હકીકત એમ પૂરવાર કરે છે કે બીજા જુલમના કેસો ખોટા અને ઢોંગી હતા, અને ટાઇમ્સ ઓફ્ ઇંડિયા તો એટલે સુધી કહેવાની શેખી કરે છે કે આ એકલી જ હકીકતથી અમારા સ્ટેટમેંટના દરેક વાકયના ફુડચા ઉડી જાય છે.

## બીજાને ઉપાડી ગયા હતા

આ સ્ટેટમેંટ કેટલું મૂર્ખાઇભર્યું છે? ધરાસણાની ઉંટડીની છાવણીમાં સ્ટ્રેચરમાં લઇ જવા પડે એવા માત્ર બે જ કેસ હતા. તેનું કારણ એ છે કે ૩૦૦ જેટલાં દરદીઓને ઉંટડીમાંથી તા. ૨૬ મીની આગમચ લઇ જવામાં આવ્યા હતા, અને બીજા ૪૦૦ જેટલા કેસને બીલ્લીમોરા પહોંચાડવામાં આવ્યા હતા. આવી જાતની હકીકત પર જે ચુકાદો આપવામાં આવ્યો હતો તેને માટે શું કહેવું?

## નિષ્પક્ષપાત રહો

મારી અપીલ સરકારને એ છે કે તેમની રૈયત તેમના અમલદારો, પછી તે ગમે તેવા ઉંચા ઓદ્ધાપર હોય તેની સામે ફરિયાદ કરે ત્યારે તેમણે ન્યાયની રીતે કામ લેવું જોઇએ, અને રૈયતની નિરાશા વચ્ચે હંમેશાં અમલદારોના જ કાર્યને ટેકો આપવાની અને તેમનોજ બચાવ કરવાની વલણ રાખવી જોઇએ નહિ. શું સરકારી યાદીથી અમારો કેસ ઉડી ગયો છે? શું તેથી તેનાપર જરાપણ અસર થઇ છે? હું તો એમ માનું છું કે તેને બદલે અમારી વાતને ટેકો મળ્યો છે.

## 'જગા સલામત નથી?'

ઉટડી અને મીઠાના અગરની વચ્ચોવચ્ચ આવેલી એક જગા પર અમે એ દરોડો જોવા ગયા હતા. એ જગા એક માઇલ જેટલી દૂર હતી. સત્યાગ્રહીઓ અને બીજાં લોકોથી અમે એક ફર્લાંગ દૂર હતા. સત્યાગ્રહીઓ જેમણે અહિંસાના સોગંદ લીધા

હતા તે કંઇ પણ હથિયાર કે લાકડી કે કશું પણ લીધા વગર પોતાના સિદ્ધાંત ખાતર સહન કરવા અને માર ખાવા આગળ વધ્યા હતા. જે અમલદારો પર અમે જુલમ ગુજારવાનો આક્ષેપ કરીએ છીએ, તેમણે અમને એ સ્થળેથી ચાલી જવા કહ્યું હતું. એવું જણાવ્યું છે કે એ જગા સલામત નહોતી. અમારે માટે શા માટે સલામત નહિ? અમારે માટે એ સ્થળને શા માટે એ લોકોએ અસલામત બનાવ્યું એ બતાવે? અમે તેમના પર એ આક્ષેપ કરીએ છીએ કે તેમણે એ જગા અમારા માટે અસલામત બનાવી હતી. સત્યાગ્રહીઓ સામે એવું પગલું લેવામાં આવે કે આજુબાજુનો એક માઇલનો વિસ્તાર સલામત ન રહે તે માટે શું વ્યાજબીપણું છે? ઉંટડી ગામના રસ્તા પણ અસલામત હતા! આજ બાબત એ વાત ચોખ્ખી પૂરવાર કરતી નથી કે શાંત સત્યાગ્રહીઓની સામે થવામાં વધારે પડતું બળ વાપરવામાં આવ્યું હતું? તેમ મારફાડનો વિસ્તાર મોટો રાખવામાં આવ્યો હતો? અને દરોડામાં ભાગ ન લેનાર લોકોની પાછળ પડી તેમને મારવામાં શું વાજબીપણું હતું?

### અમે નજરે જોયું હતું

પણ અમે તો કહીએ છીએ કે અમે પોતે અમારી નજરે ઉંટડી ગામમાં યુરોપિયન ઘોડેસ્વારોને અડધાથી એ ઇંચ જાડી લાકડીઓથી ઘોડા પૂરપાટ દોડાવી લોકોને મારતા જોયા છે, અને એક માણસ તો ઘોડા નીચે આવી ગયો હતો અને તેને સખ્ત ઇજા થઇ હતી. મેં પોતે ઘણાં માણસોને ખેતરમાં તગડેલાં અને ત્યાં તેને મારેલાં જોયાં છે. તા. ૩જી જુને ઘોડેસ્વારો આગળ આ લાઠીઓ નહોતી એમ જો કોઇ કહેતું હોય તો તે હડહડતું જૂઠાણું છે. મેં પોતે એ લાકડીઓ મારી સગી આંખોએ જોઇ હતી. સરકારની પ્રેસ-નોટ અમારા આક્ષેપનો શું જવાબ આપે છે? તે તો જેના પર આરોપ મુકવામાં આવ્યો છે તેની હકીકત રજૂ કરે છે. સરકારી યાદીમાં ૩૦મી જુને ઘોડા દોડાવ્યા તે વાત માટે ઇશારો સુદ્ધાં કરવામાં આવ્યો નથી. સરકારી યાદીમાં જણાવે છે કે ૩૧મીને દિને પોલીસના ડેપ્યુટી ઇન્સપેક્ટર જનરલે કોરપોરલને કહ્યું કે "મેદાનમાં જરા ચારે બાજુ ફરી કોઇ વોલંટિયરો હોય તો તેમને

આગળ ન જવા સમજાવીએ અને આ પ્રમાણે કરવામાં આવ્યું હતુ. નવા જીલ્લા તરફથી કેટલાક વોલંટિયરો આવતા હતા તેમાંના અડધો ડઝન અગરોમાં ગયા હતા. તેમને સહેલાઇથી પકડવામાં આવ્યા હતા. બાકીના પાછા નાઠા હતા. તેમની પૂઠે ઘોડા દોડયા હતા. પાંચ મીનીટમાં મામલો ખતમ થયો હતો. સ્વારો પાસે લાકડીઓ કે એવું કંઇ નહોતું."

આજ રિપોર્ટ પરથી ૩૧મી મેને દીને ઘોડાઓ હતા એ પૂરવાર થાય છે. પણુ ત્રીજી જુનનુ કેમ ? એમ તો હું, દેવધર, કે નટરાજન તે દિવસે ખેતરમાં હોત તો અમને પણુ આ રીતે ઘોડા દોડાવી આગળ નહિ વધવા સમજાવવામાં આવત, અને અમે સારૂં દોડી શકયા હોત તો કહેવામાં આવત કે સવારના દોડવામાં ઘણો લાભ છે. અને અમે કચરાઇ ગયા હોત તો કહેવામાં આવત કે માત્ર તમો ત્રણુને ઇજા થઇ પણુ દેશને કેટલો બધો લાભ થયો ?

મારી તો માન્યતા છે કે ઘોડાના ડાબલા વાગ્યાના ઘણા કેસો થયા છે.

## દેશમાં શું અસર થશે ?

મારી અપીલ મધ્યસ્થ સરકારને છે, વચલા અમલદારોને નહિ. આવા બનાવોથી દેશાવરમાં શું અસર થશે તેનો વિચાર કરો ? ૧૯૦૦ માણુસની વસ્તીના ગામને તમે આવા જુલમથી ગભરાવી શકો, પણુ તેની અસર આ ખંડ જેવા વિશાળ દેશમાં પ્રસરે છે, અને આ બધા મહેલ જેવા ઘરોમાં રહેતાં લોકોને એમ થઇ આવે છે કે પોતાના અંતઃકરણને દગો દઇ આવી સરકારને ટેકો આપવા કરતાં દેશમાં અરાજકતા અને અવ્યવસ્થા ભલે આવે

## વામન મુકાદમ

ધરપકડ પછી માર મારવા માટે, અમરની હદની બહાર માર મારવા સંબંધી અલબત અમને પ્રેક્ષક બનવા દેવામાં આવ્યાં નહોતા. પણુ અમે સ્થાનિક ધારાસભાના એક માજી મેમ્બર મી. વામન મુકાદમને સ્ટ્રેચર પર આણેલા જોયા હતા. તેમણે અમને કહ્યું હતું તેમને પકડી એક નાની કેબીનમાં લઇ જવામાં આવ્યા હતા

પછી કેટલાક પોલીસોને માર મારવા સોંપી દેવામાં આવ્યા હતા. તેમણે તેમને બે લાકડીઓ લગાવી હતી, ગાળો આપી હતી, અપમાન કર્યું હતું. અને પછી તેમને જવા દેવામાં આવ્યા હતા.

તેમ બીજા સામાન્ય જુલમોની ફરિયાદ જેવી કે વોલંટિયરો પર એ લોક બેભાન થાય ત્યાંસુધી માર મારવામાં આવે, તેમને રસ્તા પર ઘસડ્યા હતા, તેમને ટાંકણી ભોંકવામાં આવી હતી, તેમને ગુપ્ત જગાએ મારવામાં આવ્યા હતા, ઘોડાઓના ડાબલા નીચે તેમને કચડવામાં આવ્યા હતા, વગેરે આક્ષેપો પૂરવાર કરવાનો અમારી નાની યાદીમાં અવકાશ નહતો. અમે ત્રણ ઇસ્પીતાલો જોઇ હતી, જે ઘાયલ થયેલાઓથી ભરપૂર હતી, અને તેનો અખત્યાર જે ડોકટરોના હાથમાં હતો, તેમણે ઉપલા આક્ષેપો સંબંધમાં ગંભીર ફરિયાદ કરી હતી. અને એ બનાવની રમુજી બાજુ ? એ તો દીવા જેવું ચોખ્ખું છે કે સત્યાગ્રહીઓ જેમણે અહિંસાના સોગંદ લીધા હતા, અને જેઓ પોતાના દેશ પ્રત્યેની પ્રીતિ ખાતર માર ખાવા અને ગમે તે સહન કરવા બહાર પડતા હતા તે એવી ભાવના રજૂ કરતા હતા, જેની અવગણના ન થઇ શકે. અને દરરોજ રીપોર્ટો આપનાર અમલદારો કરતાં તેની ભાવના ઉન્નત હતી.

હું આશા-રાખું છું કે સરકારે પોતાની વલણ બદલાવવી જોઇએ અને આ માટે જવાબદાર અમલદારોની ખબર લેવી જોઇએ એ વાતને મેં પૂરવાર કરી છે."

## ડાકટરોનું નિવેદન

ઉંટડી અને વલસાડનાં સત્યાગ્રહ છાવણીનાં દવાખાનાઓમાં ધરાસણામાં ઘવાયલા સ્વયંસેવકોની સારવાર કરનાર ડાકટરો:

(૧) ડૉ. ભાસ્કર પટેલ, એમ. ડી. (જર્મની) વલસાડ સત્યાગ્રહ હોસ્પીટલના ચીફ મેડીકલ ઓફીસર, (૨) ડૉ. પ્રાગજી ડી. વલસાડકર, એલ. સી. પી. એસ. હાઉસ સર્જન, વલસાડ સત્યાગ્રહ હોસ્પીટલ, (૩) ડૉ. પી. ડી. દેસાઈ, એમ. બી. બી. એસ. વલસાડ, (૪) ડૉ. એન. જે. કાપડીયા, એમ. બી. બી. એસ. વલસાડ. (૫) ડૉ. નવનીતરાય ડી. દેસાઇ, એમ. બી. બી. એસ. વલસાડ, (૬) ડૉ. ભોગી-

લાલ પી. શાહ એલ. સી. પી. એસ. અમદાવાદ, (૭) ડૉ. મણિશંકર શંકરલાલ વ્યાસ, એસ. એ. એસ. અમદાવાદ, (૮) ડૉ. મુકુન્દરાય ડી. ભટ્ટ, અમદાવાદ, (૯) ડૉ. પી. સી. પટેલ, એમ. બી. બી. એસ. બીલ્લીમોરા, (૧૦) ડૉ. સી. યુ. વૈદ્ય, એસ. એમ એન્ડ એસ. સુરત, (૧૧) ડૉ. મણિલાલ રામલાલ, એમ. બી. બી. એસ. સુરત, (૧૨) ડૉ ચમનલાલ એમ. દલાલ, એમ. બી. બી. એસ. સુરત, (૧૩) ડૉ ચંપકલાલ એફ. ચોકશી એમ. બી. બી. એસ. સુરત, (૧૪) ડૉ. હૈદ્રાબાદી ધીરજલાલ સી. સુરત, (૧૫) ડૉ. ગુણવંતલાલ ગિરધરલાલ મુલતાની, એમ. બી. બી. એસ. સુરત, (૧૬) ડૉ. કે. કે. સુપાલકર, એલ. એમ. એન્ડ એસ. સુરત, (૧૭) ડૉ. નાનુભાઇ પી. દેસાઇ, એસ. સી. પી. એન્ડ એસ. સુરત—આટલા દાક્તરોએ પ્રજાની જાણ માટે સત્યાગ્રહીઓને જે જૂદા જૂદા પ્રકારની ઇજા થઇ હતી તેનું સવિસ્તર નિવેદન પ્રકટ કર્યું છેઃ

"જે સ્વયંસેવકો ધરાસણાના મીઠાના અગરો પર હુમલો લઇ જતા તેમને પોલીસ ઘેરી લેતી અને લાઠીનો માર મારતી. ૨૯મી મેથી શરૂ થયેલા બીજા હુમલા દરમ્યાન એટલે ૩૦–૩૧મી મે તથા ૧લી, ૩જી અને ૬ઠ્ઠી જુનના દિવસોએ આગલા હુમલા વખતે વાપરવામાં આવેલી મારવાની પદ્ધતિ ઉપરાંત,

(૧) સ્વયંસેવકોની ટુકડી ઉપર ઘોડા દોડાવવાની.

(૨) એમના ગુપ્ત ભાગને દબાવી ઇજા પહોંચાડવાની.

(૩) અને છાતી અને પેટ ઉપર લાઠીનો સખ્ત માર મારવાની પદ્ધતિ ગ્રહણ કરવામાં આવી હતી.

આ દિવસો દરમ્યાન ૮૯૭ સ્વયંસેવકોને મેદાને ઉતારવામાં આવેલા તેમાંથી લગભગ ૪૫૦ જેટલાની એક કે બીજી ઇજાને કારણે વલસાડની સત્યાગ્રહ ઇસ્પિતાલમાં સારવાર કરવી પડી હતી. અમે એ જુદી જુદી ઇજાઓનું પૃથક્કરણ નીચે આપીએ છીએઃ—

| ઇજાના પ્રકાર | સંખ્યા |
|---|---|
| માથા પર ઇજા | ૨૭ |
| મોં, આંખ અને કાન ઉપર ઇજા | ૧૬ |
| ગરદન પર ” | ૧૨ |

| | | | |
|---|---|---|---|
| ખભા અને હાથ | | ,, | ૨૧૬ |
| છાતી | ,, | ,, | ૭૩ |
| પેટ | ,, | ,, | ૫૭ |
| વાંસા પર | ,, | ,, | ૨૨૯ |
| જાંગ પર | ,, | ,, | ૯૪ |
| ગુપ્ત ભાગ પર | ,, | ,, | ૨૧ |
| હાડકાના કટકા થયેલ એવા | | | ૧૫ (કદાચ વધારે) |
| હાડકાં ઉતરી જવાથી ઇજા પામેલા | | | ૧૦ |
| ઘોડાની નાળથી ઇજા પામેલા | | | ૨૫ |
| બેભાન દશામાં આવેલા | | | ૪૦ |

આ ઉપરાંત એક કેસ લોહીની ઉલટીનો હતો. ચારેકને આંકડી આવતી હતી. જ્યારે કેટલાકને ૨૪ કલાક સુધી પેઢાપર પડેલા મારને કારણે પીસાબ નહોતો થતો અને કેટલાકને છાતીના મારને કારણે શ્વાસ લેવો મુશ્કેલ હતો.

એમને સખ્ત માર પડેલા હતો. એ બધાને ૧૦૦–૧૦૨ ડીગ્રી જેટલો તાવ આવ્યો જ છે બે દરદીઓ તો એવા હતા કે ભાનમાં હોવા છતાં બોલી નહોતા શકતા.

અહીં એ ખાસ નોંધવાની જરૂર છે કે છેલ્લા દિવસના હુમલા વખતે બહુજ ગંભાર ઇજા થઇ હતી. આખા શરીર પર પંદર વીસ લાઠી ઝીલ્યા સિવાય ભાગ્યે જ કોઇ સ્વયંસેવક પાછો ફર્યો હતો.

ઉપર વર્ણવેલી ઇજાઓ જોતાં તથા શરીરના જૂદા જૂદા ભાગો પર લાઠીના ફટકાના પરિણામે જે ઇજા થઇ હતી, તેનો વિચાર કરતાં એ ઇજાઓ સરકાર દાવો કરે છે તેમ ઓછામાં ઓછા બળના વપરાશને પરિણામે થાય કે કેમ એ વિચારી લેવાનુ કામ અમે દાક્તરી આલમને સોંપીએ છીએ.”

## ગુજરાત આગે બઢો

ભારતભૂષણ પં. માલવીયજીના પુત્ર અને મુંબઇની સંગ્રામ-સમિતિના એક સભ્ય શ્રી. મુકુન્દ માલવીય ધરાસણામાં સૈનિકો

ઉપર ગુજરતા સિતમો જોવા આવ્યા હતા. ત્યાંના ત્રાસજનક અત્યાચારો જોઈ તેમણે નીચેનું નિવેદન જાહેર પ્રજા આગળ રજૂ કર્યું હતું. : (તા. ૬–૬–૩૦)

મને આજે કામ માટે અહીં બોલાવવામાં આવ્યો. આજે સવારે સત્યાગ્રહી સૈનિકો પર જે પાશવ અત્યાચાર થયા તે મેં મારી નજરોનજર જોયા છે. પોતાને સભ્ય ગણતી સરકાર આવાં ઘૃણિત કામો કરી શકે છે એ વર્ણનાતીત છે. પણ આજે તો આ અન્યાયી સરકાર આનાથી યે વધારે ઘોર અત્યાચાર આખા દેશમાં કરી રહી છે. આના જવાબમાં દેશ—અને ખાસ કરીને ગુજરાત શું કરી શકે? આપણે બધાં મળી આ પ્રથાનો નાશ કરી ભવિષ્યમાં આવા અત્યાચારો બંધ કરાવી શકીએ છીએ. આને માટે આપણે બધાંએ—સ્ત્રી- પુરૂષ, બાળક અને વૃદ્ધે આ સેતાની સરકારનો નાશ કરવાની દૃઢ પ્રતિજ્ઞા લેવી જોઈએ. આ પ્રયત્નમાં આપણે પોતે જ ખપી જવું જોઈએ. જીવતાં રહીશું તો દેશને અવશ્ય સ્વતંત્ર કરીશું.—ગુજરાત, બાપુનું ગુજરાત આગળ વધો, આખા દેશને સ્વતંત્ર કરી દુનિયાને નવો પાઠ શીખવો

ધરાસણા ૬–૬–૩૦ મુકુન્દ માલવીય

# ગુજરાતમાં સરકારી પાશવલીલા

## નરી પશુતા

શ્રી. છગનલાલ જોશી વિરમગામથી તા. ૮–૫–'૩૦ના પત્રમાં ત્યાંની પોલીસની ગુંડાશાહીનું વર્ણન આપતાં લખે છે :

જેમ જેમ વિરમગામના મહાજનો અને આમપ્રજા સત્યાગ્રહી લડતમાં વધારે ને વધારે સક્રિય ભાગ આપતા જાય તેમ તેમ વિરમગામના સરકારી અમલદારોના જુલમ અને અત્યાચાર વધતા જાય છે.

ગઇ કાલથી આખા વિરમગામ શહેરને ઘોડેસવારો અને પલટનોએ ઘેરો ઘાલ્યો છે. એવો વિરમગામનો એક પણ દરવાજો નથી કે જ્યાં ૮–૧૦ પોલીસો બંદૂકો લઇને ઉભા ન હોય; એવો એક પણ વિરમગામનો બહારનો રસ્તો નથી કે જ્યાં દસ પંદર ઘોડેસ્વારો બંદૂકો અને લાઠીઓ લઇને આજુબાજુ ફરી ન વળતા હોય.

વિરમગામમાં વેપારીઓ અને વકીલો પર વિના કારણ ધોળે દહાડે વિરમગામના ફોજદાર લાકડી અને હંટરનો ઉપયોગ કરવા લાગ્યા છે.

વિરમગામ અને તાલુકાના ગામે ચોરલૂંટારાઓનાં રાત્રે ધાડાં પડે છે. પોલીસોનો આ ચોરો લૂંટારાઓને ટેકો છે એમ મહાજન માને છે. આ વાત સાચી હો કે ન હો, પણ એટલું ખરૂં છે કે વિરમગામમાં વધારાની પોલીસ કુડીબંધ રોજ આવતી જાય છે. છતાં ચોર ચોરલૂંટારાના ત્રાસથી વિરમગામ બચ્યું નથી, બલ્કે ત્રાસ બેહદ વધ્યો છે. તેથી વિરમગામમાં રાતની ચોકી શહેરીઓ કરવા લાગ્યા છે. માંડળ પાસે આવેલ એક ગામ તો ભાંગવામાં આવ્યું છે.

સત્યાગ્રહીઓ ગઇ કાલે વીર્યવાન સ્વરાજ સબરસ લઇને આવ્યા ત્યારે તેમના ઉપર કશો પ્રત્યક્ષ જુલમ ગુજરાતો નથી એવો ડોળ જ્યાં સુધી સ્ટેશન ઉપર કાઠિયાવાડ મેલ, ખારાઘોડાની ગાડી અને મહેસાણાની ગાડીઓ ઉભી હતી ત્યાં સુધી થયો.

સૈનિકો સાંકળ કરી મીઠું સાચવી રહ્યા હતા. સૈનિકો સવા છ વાગે, સ્ટેશન ઉપર ઉતર્યાં. શરૂઆતમાં તો છૂટાછવાયા સૈનિક પાણી પી શકયા પણ મિ. ફ્લેચર, મિ. ગોલપ અને મિ. હેરલ સ્ટેશન ઉપર પોલીસ

અમલદારો સાથે આવી પહોંચ્યા એટલે આ ૪૫ સૈનિકોને પાણી મળવું પણ બંધ થયું. સવા છ વાગ્યાના સ્ટેશને આવેલા સૈનિકોને સવા નવ વાગ્યા સુધી પાણી ન મળ્યું, તેથી જયન્તીલાલ નામના સૈનિક બેભાન થયા. સૈનિકો ભજન અને રામધૂન ગાતા હતા, તેમને કંઠે શોષ પડવા લાગ્યો; અમલદારો બેઠા; તરસ્યા થયા તે પાણી પીવા લાગ્યા. શહેરનાં મહાજનો સૈનિકોને પાણી આપવા માટે અમલદારોની રજા માગવા ગયા, પણ ઉદ્ધતાઇથી એમનું અપમાન થયું. કેમ જાણે થાકે અને તરસે સૈનિકોને મારવાનું અમોઘ શસ્ત્ર અમલદારોને મળી ગયું હોય એમ સમજી રાજી થતા. 'રામધુન લાગી, ગોપાલધૂન લાગી.' એમ સૈનિકો ગાતા ત્યારે સોલ્ટ ઇન્સપેકટર મિ. કાઇટ ગાવા લાગ્યા : 'તરસ ખૂબ લાગી, તરસ ખૂબ લાગી.' સૈનિકોના પગે પાણી ઉતરવા લાગ્યું, એટલે કાઇટ ગાવા લાગ્યા, 'ટાંટિયા ઢીલા થયા.'

કાઠિયાવાડના ૧૧૬ ડિગ્રી તાપમાં બપોરના ત્રણ વાગે કાઠિયાવાડની ગાડીમાં બેસનારા સૈનિકો રાતના ૯॥ વાગ્યા સુધી રિબાયા, તરસે એક ભાઇને કંઠે પ્રાણ આવ્યા, એક સૈનિક ભાઇ બેભાન થઇ પડયા, અને બીજા સૈનિકોના પણ આવા હાલ તરતમાં થશે એ વિરમગામના શહેરીઓથી દેખાયું નહિ. હુસેનહુસેન એમ પાણી પાણી માગતાં મરણ પામ્યા હતા તેમ વિરમગામ સ્ટેશન પર સૈનિકો પાણી વિના તરફડિયાં મારવા લાગ્યા છે એવી ખબર વિરમગામમાં પહોંચતાં પાંચસોસાતસો બહેનો માટલાં અને ઘડા ભરી સ્ટેશન પર પહોંચી ગઇ. આખું ગામ સ્ટેશન તરફ ઉપડયું. બહેનોને જોઇ સાહેબોએ સૈનિકોને પાણી પાવાની છૂટ આપી, પણ સ્ટેશન પર પગ ન મૂકવાનો બહેનોને હુકમ આપ્યો. બહેનો સ્ટેશન બહાર છાપરા તળે ટિકિટઘર આગળ ઉભી તો તેમને વિખેરવા માટે તેમના પર ઘોડા દોડાવ્યા. બહેનો નાઠી. તેમનાં માટલાં ભંગાયાં. કાખમાં રહેલ એક બહેનનું છોકરૂં પડી ગયું. કેટલીક બહેનો ગટરમાં પડી ગઇ. હજુ કમકમાટી ભરાવે તેવાં વર્ણનો આવતાં રહે છે.

રાતના લગભગ ૧૦ વાગવા આવ્યા. હેરલ અને ગોલપ સાહેબ ખાઇપીને સ્ટેશને પાછા આવ્યા. સ્ટેશન પર અમદાવાદ અને મહેસાણાની ગાડીઓ આવવાનો વખત થયો. હવે વધુ વખત સૈનિકોને રિબાવવાની અમલદારોની પણ હિંમત ન રહી; એટલે અમલદારો હેવાન બન્યા, અને લાકડીઓ અને બંદૂકના કુંદા શરૂ થયા. દશ સૈનિકો તો બેભાન થયા. રેલવે ડોક્ટરે આ દશે સૈનિકોની સારવાર વેઇટીંગ રૂમમાં કરી. એક સૈનિક તો રાતના ૧૧ વાગ્યા સુધી ભાનમાં આવ્યો નહોતો.

# વિરમગામના અત્યાચારો સંબંધી કેફિયતો

દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના વિદ્યાર્થી આનરૂદ્ધ વ્યાસ સૈનિક નં. ૩૫/૩ની કેફિયતઃ

"હું મારા કેટલાક સાથીઓ સાથે વિરમગામ રેલવે સ્ટેશન પર સાંજે ૬-૩૦ વાગ્યે મીઠાના કોથળા સાથે ઉતર્યો. ૮ થી ૧૦ પોલીસ અમારી આસપાસ વિંટળાઈ વળ્યા. મીઠું જપ્ત થતું અટકાવવા માટે જમીન ઉપર પડેલા કોથળા ઉપર હું બેસી ગયો અને મારામાં હતું એટલા જોરથી તેને પકડી રાખ્યા.

મને ઉઠાડવાના પોલીસના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. એટલે એકે મારા પગ પહોળા કર્યા અને મને ઉઠાડી મૂકવા માટે મારી ગુહ્યેન્દ્રિય દાબવા માંડી, પણ મારા શરીરના વજનથી તથા આસપાસના પોલીસની ધક્કામુક્કી તથા ખેંચાખેંચીથી મારી ગુહ્યેન્દ્રિય તેના હાથમાંથી છૂટી ગઇ અને હું પડી ગયો. મને ફરી ખેંચવા માંડયો. પણ મેં તો નીચા પડીને મીઠાના કોથળાને મારી બાથમાં પકડી જ રાખ્યો. એટલે પોલીસે મારી પીઠ ઉપર પગ દઇને મને ઉઠાડવાનો પ્રયત્ન કર્યો. આથી મને ખૂબ જ પીડા થઇ. પછી એ પોલીસે મને જોરથી ધક્કો માર્યો, મારાં આંગળાં મચરડી નાંખ્યાં અને મારી બાથ છોડાવી મારી પાસેથી કોથળો ઝૂંટવી લીધો. એક પોલીસ અમલદારે મારૂં નામ અને નંબર લખી લીધાં અને મને જવા દીધો."

બાઇ મંછાની કેફિયત :

"મારૂં નામ મંછા, પા. સોમનાથ ગિરધરદાસ, ઠે. પરકોટા વિરમગામની સો. ઓરત, આ હકીકત લખાવું છું કે તા. ૧૧-૫-૨૦ના રોજ સાંજના દિવસ આથમ્યા આસપાસ મુનસરી દરવાજા બહાર જ્યાં ગરનાળું છે અને તેની ગટરમાં બોરીંગનું પાણી પડે છે ત્યાં લૂગડાં ધોતી હતી તેવામાં કોટ પાસેરી ઘોડેસવારો દરવાજા તરફ ઘોડા દોડાવતા આવતા હતા, ત્યાં કિકિયારી ધવ થી પાછા ફર્યા અને નજીકના ઉભેલાં સ્ત્રી, પુરૂષો, બાળકો ઉપર ઘોડા દોડાવ્યા, અને પછી તે સવારો પાછા ફરી દરવાજામાં દાખલ થયા. તે જોઇ હું ધોતી હતી ત્યાંથી નીકળી ગામમાં જવા દરવાજાની નજીક આવી કે તુરત ઘોડેસવારો પૈકીનો એક ઘોડેસવાર જે છેલ્લો હતો તેણે મારા ઉપર ધસી આવી લાઠીનો એક સખત ફટકો મારા માથા ઉપર માર્યો. મારા માથા ઉપર તપેલું હતું અને તેમાં લૂગડાં હતાં, અને તે ઉપર તે સજડ ફટકો પડયો. તેના સખત આઘાતથી મને માથા ઉપર સખત ઇજા થઇ, અને તેને પરિણામે માથે મોટા બટાટા જેવડું ઢીમણું ઉપસી આવ્યું છે."

## બેભાન થતાં સુધી માર માર્યો

૨૦. આત્મારામ પ્રભાશંકર, સૈનિક નં. ૩૬૪

. . . પોલીસના કોર્ડન અંદર અમોને સાડાત્રણથી ચાર કલાક લગભગ ઉભા રાખ્યા. અઢી કલાક સુધી તો અમને પાણી પણ પીવા ન દીધું. એક ભાઇ પાણી પાવા આવ્યા તેને પણ કાઢી મૂકયા.

. . . મિ. કાઇટ પોતે પણ હંટર લગાવવા લાગ્યા. મારા માથા ઉપર, વાંસા ઉપર લગભગ પચાસ ગડદાપાટુ મારી અધમૂઆ સરખો કર્યો. . . મારા બે પગ પછવાડેથી પોલીસોએ પૂરજોસથી ખેંચ્યા એટલે મીઠું સાચવવા મેં જે સૂતરનું દોરડું પકડયું હતું તે તૂટી ગયું અને મને રેલવેના પાટા ઉપર નાંખ્યો. . . . ભાઇ હનુમાનસિંહને બેભાન થતાં સુધી માર પુષ્કળ પડયા અને પોલીસોએ કસાઇની માફક કોર્ડનમાં નહોતા તેમની ઉપર પણ બંદૂકના કુંદા માર્યા. . . . મારો ડાબો પગ છોલાયાથી જરા લોહી નીકળેલ છે. જમણા પગની ઘૂંટી ઉપર જોડો લાગવાથી છોલાયેલ છે. શરીરના હાડકેહાડકાં ખૂબ દુઃખે છે, કળે છે; અને માર લાગ્યા ત્યારે માથું ગડદા વાગવાથી ફરતું હતું તથા મારૂં પહેરણ ફાટી ગયેલ છે.

### ગળું દાબ્યું

૧૮. કૃષ્ણલાલ શિવરામ વ્યાસ, ઉમર ૨૩

. . . તે દરમિયાન અમોને પાણી પાવા દેવામાં આવતું નહોતું. એક બે માણસો બહારથી પાણી પાવા આવેલા, પરંતુ તેમને પોલીસોએ ધક્કા મારી કાઢી મૂકવામાં આવેલા. અમારી કોર્ડનની આજુબાજુ પોલીસે પોતાની ડબલ કોર્ડન બનાવી તે દરમિયાન પોલીસો તેમજ મિ. ફ્લેચર તથા કાઇટ વગેરે ગાળો વગેરે દઇ અમોને ઉશ્કેરવા પ્રયત્ન કરતા હતા. પરંતુ અમો પ્રાર્થના કર્યા કરતા હતા. . . . આ બહેનો બહાર ગઇ કે તુરત તેમના તથા બીજી બહેનો કે જેઓ થર્ડ કલાસના શેડમાં ઉભેલી હતી તેમના ઉપર ઘોડેસવારો લાકડી ફેરવવા દોડી આવ્યા. હું આ બધું જોઇ શકતો હતો. તે ઉપરથી મેં ભાઇ છગનભાઇ તથા રતિભાઇનું ધ્યાન ખેંચવા બીજા ભાઇઓને ઇસારો કર્યો કે તેઓ બહાર જઇ બંદોબસ્ત કરે. આ વખતે અંદરના બધા અમલદારો તથા વધારાના પોલીસના માણસો બહાર દોડી ગયેલા.

. . આ પ્રમાણે પહેલી કોર્ડન તૂટી એટલે હું અને મિ. હરમાનસિંગ અને બીજા બેત્રણ જણા મીઠાને પકડી મીઠા ઉપર અમારા શરીરનું ઢાંકણ બનાવી દીધું. . . . મારા વૃષણ દબાવવાનો પ્રયત્ન કરવામાં

આવેલો પરંતુ મારો લંગોટ સખત બાંધવામાં આવેલો હોવાથી તે ફાવી શકયો નહિ. અમારા પગ ખેંચવામાં આવતા. આગળું દબાવવામાં આવતું. . . . અને છેવટે મને સાતઆઠ માણસોએ ઉંચકી નાની લાઇન ઉપર ફેંકયો. હું એકદમ ઉછળીને ઉભો થઇ ગયો. . . .

## બહેનોનું બયાન

૮. બાઇ કાશી વ્રજલાલ

. . . પાણી પાઇને સ્ટેશન બહાર હું આવી. આશરે સોએક બૈરાં અમે હતાં. . . એટલામાં સામેથી મોટર આવી. પાછળ ઘોડેસ્વાર પોલીસ આવી. મોટરમાં બેઠેલા માણસો 'મારોમારો'ની બૂમો પાડતા હતા. તે અને પોલીસ ખરાબ ગાળો દેતા હતા. પોલીસ લાકડીઓ ફેરવતા હતા. ઘોડાની હડફટમાં આવવાથી હું નીચે પડી ગઇ અને પીઠ ઉપર વાગેલું છે. મને હજી દુઃખે છે. . .

## બંદૂકનો કુંદો માર્યો

૯. બાઇ મંછા, જેઠાલાલની દિકરી

. . . સામેથી મોટર આવી અને તેની પાછળ પોલીસ ઘોડેસ્વારો આવ્યા. મોટરમાં બેઠેલા માણસો 'મારોમારો' બોલતા હતા અને ઘોડેસ્વારો બીભત્સ ગાળો દેતા હતા. અમે બૈરાંઓ ઉપર ઘોડેસ્વારોએ ઘોડા દોડાવ્યા. ઘોડાની હડફટમાં આવવાથી હું નીચે પડી ગઇ. મને બંને ઢીંચણે વાગ્યું છે. અને ડાબા પગના અંગૂઠા ઉપર પણ વાગેલું છે. મને નીચે પડયા પછી બંદૂકનો કુંદો પીઠ ઉપર મારેલો છે. મને હજી પણ આખા શરીરે દુખે છે. મારાથી ચાલી શકાતું નથી. . . .

૧૦. બાઇ નર્મદા, શંકરની દિકરી

. . . સામેથી મોટર આવી અને મોટરની પાછળ ઘોડેસ્વાર પોલીસ હતા. મોટરમાં બેઠેલા માણસો 'મારોમારો'ની બૂમો પાડતા હતા. અને તે તથા પોલીસો બીભત્સ ગાળો દેતા હતા. ઘોડેસ્વાર પોલીસોએ અમારા ઉપર ઘોડા દોડાવ્યા. ઘોડાની હડફટમાં આવ્યાથી હું નીચે પાસેની ગટરમાં પડી ગયેલી. મને નાકે તથા પાછળ પીઠ ઉપર વાગેલું છે.

## ઘોડેસ્વારોએ લાકડી મારી

૧૧. બાઇ આદિ, પ્રહલાદજીની દિકરી

મોટરના માણસો 'મારોમારો' બોલતા હતા. પોલીસો બીભત્સ ગાળો દેતા હતા. મને ઝાંપા આગળથી મારતા મારતા લાવ્યા. મને ઝાંપા

આગળ બંદૂકનો ગોદો માર્યો. હું ત્યાંથી દોડી પણ મારી પાછળ ઘોડે-સ્વારે ઘોડો દોડાવ્યો. મને ફરીથી લાકડી મારી. મારા જમણા પગે લાકડી તથા બંદૂકનો માર પડેલો છે તેનાં નિશાન મોજૂદ છે. . .

## લોહી નીકળ્યું

૧૨. સૌ. ચંચળબાઇ ભગવાનદાસ લાલદાસ પટેલ. ઉ. ૨૭. કાશીબાઇ દલસુખરામ લાલદાસ પટેલ, આદીબહેન રતિલાલ માણેકલાલ પટેલ. ઉ. ૧૫; બાઇ કંકુબાઇ જેસિંગભાઇ પટેલ, ઉ, ૪૦; મણિબહેન પૂંજાભાઇ હરજીવન પટેલ, ઉ. ૨૨.

. . . સામેથી એક મોટર જોસબંધ પાવરવાળી બત્તી સાથે તથા ઘોડેસ્વાર હથિયારબંધ પોલીસ તથા પાયદળ વગેરે અમારા ઉપર ધસી આવ્યા અને ચંચળબાઇને એક ઘોડેસ્વારે બરડામાં ચાબૂક ફટકાવ્યો, તેનો હજુ સુધી તેમને દુઃખાવો છે, અને રાત્રે મીઠું ચોપડવું પડયું હતુ. બાઇ કાશીબાઇને એક પગપાળા પોલીસે વાંસામાં બંદૂકનો કુંદો માર્યો તેને પણ હજુ દુઃખાવો છે. બહેન આદિબહેનને પહેલાં એક પગપાળા હેવાને બંદૂકનો કુંદો માર્યો એટલે તેઓ વાડ તરફ ચાલ્યા. ત્યાં વળી બીજા પોલીસે બે હાથે લાકડી થોભીને જમણા સાથળ ઉપર જોસથી મારી. બન્ને જગાએ સખત દુઃખાવો છે. ચાલી પણ મુશ્કેલીએ શકાય છે. બાઇ કંકુબાઇને પણ એક કાયર હેવાને બંદૂકનો કુંદો માર્યો હતો. . . . બહેન મણિબહેન ઘોડાની હડફટમાં આવતાં પાસેની ગટરમાં ગોથું ખાઇ પડી ગયાં, અને હથેળીમાં સખત વાગ્યું અને લોહીની ધાર થઇ. . . .

૧૩. બાઇ મોતી ડાહ્યા, ઉ. ૩૫.

. . . મને બે ઘોડેસ્વારો બંને તરફથી ઘેરી વળ્યા અને જો ઘોડો એક ડગલું આગળ ચાલ્યો હોત તો હું તેની નીચે દબાઇ મરી જાત. મોટરવાળાએ પણ એટલા જોસથી મોટર ચલાવી હતી કે હું તેમાં કચરાઇ જતાં સહેજે બચી ગઇ. ઘોડેસ્વારોએ ઘોડા થોભાવી મારા ઉપર લાઠી વતી હુમલો કર્યો અને કહ્યું કે 'મારો સાલીને, પાણી પાવા આવી છે.' અને અપશબ્દો બોલવા લાગ્યા. . . . તેમણે મારા ઉપર લાઠી ચલાવી અને મારૂં મટકું ફોડી નાખ્યું, તેમજ મારા જમણા હાથના કાંડા ઉપર જોરથી લાઠીનો ફટકો લગાવ્યો જેથી ત્યાં મને સખત કળ ચડી ગઇ અને લોહી પણ નીકળ્યું. બીજી લાઠી મને જમણા હાથના ખભા ઉપર લાગી છે. ખભે તથા કાંડા ઉપર સખત સોજો ચડયો છે. . . . મારૂં મોત તો ભગવાને જ ઠેલાવ્યું છે. નહિ તો મારૂં મોત તો મારી સામું આવીને જ ઉભું હતું.

## બેશરમ હિચકારો હુમલો

૧૪. કમળા નાનાલાલ ઇશ્વરલાલ, ઉમર ૨૪; બાઇ રૂપાળી તે ગોર મહાદેવની વિધવા, ઉમર ૪૫; સરસ્વતી કેશવલાલ માધવલાલ, ઉમર ૩૦; બહેન ચંદન ઇશ્વરદાસ, ઉમર ૧૬

. . . નંબર ૧ ના ઉપર ઘોડો ચડી આવ્યો, અને ઘોડેસવારે તેમના પગ ઉપર બે લાકડીઓ મારી . . . નંબર ૩ ના ઉપર ઘોડો ચલાવ્યો અને તેની હડફટથી તેઓ પડી ગયાં અને કપડાં બધાં ખરાબ રીતે ફાટી ગયાં અને શરીર આખું છોલાઇ ગયું . . . તેમના ઉપર ઘણો બેશરમ રીતે હિચકારો હુમલો કરવામાં આવ્યો હતો. . . . નંબર ૩ ઉપર ઘોડો ધસી આવ્યો. અને તેમના પગ ઉપર લાકડીનો સખત ફટકો માર્યો. અમોને મારવાનો હુકમ મિ. ગોલપે કર્યો હતો. હું તેમને ઓળખું છું. પોલીસો જેમ ફાવે તેમ અપશબ્દો બોલતા હતા. . . નંબર ૪ ના ઉપર ઘોડેસ્વારે ધસી આવી લાઠીનો સખત ફટકો નિર્દયપણે માર્યો. . . .

## બચ્ચાને ઝુંટવી ફેંક્યું

૧૫. ધનલક્ષ્મી ધીરજલાલ માણેકલાલ

. . . મને ડાબા પગના ગોઠણ ઉપરના ભાગમાં લાઠી મારી . . . એક બાઇ મારી સાથે તેના છોકરાને તેડીને પાછી આવતી હતી તેની ઉપર પણ એક પોલીસે હુમલો કર્યો અને તેના વરસ દિવસના બચ્ચાને ઝુંટવી નીચે નિર્દય રીતે રાક્ષસની જેમ ફેંકી દીધું. અને તેનાં દામ આંચકી ફેંકી દીધાં અને તેના ઉપર જુલમી રીતે લાઠીથી હુમલો કર્યો. . . .

## અત્યંત નીચ હુમલો

૧૬. બાઇ મણિ, સુથાર નથુ વિક્રમની વિધવા, ઉમર વરસ ૨૫ . . . મારા ઉપર ઘોડો દોડતો આવ્યો. તેના બે પગ મારા સાડલાની પાટલી ઉપર પડયા તેથી સાડલાના તે ભાગમાં ઘોડાના બે દાબડા જેવડા બાકાં પડી ગયાં. . . .

હું ચત્તી પડી ગઇ. પડી જવાથી બીજી બાઇઓથી વિખુટી પડી ગઇ.

ગામમાં પેસવાના ઝાંપા આગળ ત્રણ પોલીસ ઉભા હતા. પાછળ તો ઘોડેસવારો ફરતા હતા એટલે હું ઉભા રહેલા પોલીસની વચમા થઇને ગઇ. ત્રણમાંથી એક પોલીસે લાઠીનો ગોદો બરડામાં માર્યો એટલે હું દોડી. હું આગળ જતી હતી ત્યાં લીંમડી આગળ જ જકાતના થાણા આગળથી એક પોલીસ દોડતો આવ્યો. તેણે . . . . મને જડબેસલી

**બાથમાં પકડી પાડી નાખી. હું ઊંધી પડી ગઇ અને એ મારી ઉપર ચડી બેઠો અને મને ખુબ ચૂંથવા માંડી અને મારૂ પોલકું બરડાના ભાગ ઉપરથી આખું ફાડી નાખ્યું. તેના નખના ઊઝરડા બરડા ઉપર તથા ડાબા હાથ ઉપર પડયા છે. જમણો હાથ તેણે પકડીને ખૂબ દબાવ્યો તેથી તેના ઉપર લોહી જામી ગયું છે . . .**

એટલામાં પાછળથી બીજાં બૈરાં આવી પહોંચ્યા એટલે એ ઉઠીને નાસી ગયો. . . .

૧૭. રમણલાલ નગીનદાસ મહેતા, ઉમર ૧૯, સૈનિક નં. ૨૫

. . . તે દરમીયાન અમોને પાણીની તરસ લાગેલી હોવાથી બહારના માણસો પાણી લાવેલા. પરંતુ તેમને પોલીસના માણસોએ ધક્કા મારી કાઢી મૂકેલા.

## છોકરૂં પડી ગયું

૭. બાબુભાઇ નેરૂભાઇ ઉંમર ૨૭

. . . તા. ૮—૫—૧૯૩૦ના રોજ સાંજના વલ્લીરોડ તરફની રેલવે લાઇન તરફ ફરવા જતા હતા. ત્યાંથી પાછા ફરતાં અમારી પાછળ આવેલા ઘોડેસવારોએ અમોને માર માર્યો. . . . તા. ૮—૫—૩૦ના રોજ વઢવાણથી સાંજના છ વાગતાની ગાડી ઉપર સ્ટેશન ઉપર ગયેલો. મને પાસ માંગતા આપેલો નહિ તેથી હું શેડમાં ઉભો રહેલો . . . બૈરાં પાણી પાઇને બહાર આવ્યાં અને તેથી બધાં બૈરાંઓ ધીમેધીમે ચાલવા માંડેલાં તેટલામાં સામેથી મોટરનું ફુલપાવર લાઇટ બૈરાંઓ ઉપર પડયું અને ઘોડેસવારો કે જેમની સંખ્યા લગભગ ૨૦ ની હશે તેઓ લાકડીઓ ફેરવતા ફેરવતા 'મારો મારો' કરતા ચારે તરફ ફરી વળ્યા: તે વખતે એક સ્ત્રી કેડે છોકરૂં લઇને આવેલી તેના હાથમાંથી નાશભાગ કરતાં છોકરૂં પડી ગયું. અને તેણે ગભરાઇ ચીસ પાડી કે મારૂં છોકરૂં પડી ગયું. આ વખતે ઘોડેસવાર દોડાદોડ કરી લાકડીઓ ફેરવતા જ હતા. આ વખતે હું ત્યાં નજીકમાં હતો. તે આ ચીસ સાંભળતાં પડેલું છોકરૂં સોંપવા સદર બાઇ પાસે ગયો, પરંતુ બાઇ તો ગભરાઇને બીકથી છોકરૂં ન જડવાથી મૂકીને નાસી ગયેલી. હું છોકરૂં ઉચકવા ગયો તે વખતે એક ઘોડેસવારે મને લાકડીનો સપાટો મારા જમણા ખભા ઉપર માર્યો. . . . આ છોકરૂં આસરે ૪ માસની ઉંમરનું હતું. . . .

## બીભત્સ ગાળો દીધી

૨. પુરૂષોતમદાસ રણછોડદાસ ઉ. વર્ષ ૩૦ના નિવેદનમાંથી:

હું વિરમગામની મ્યુનિસિપાલિટીમાં છેલ્લાં ચાર વરસથી લાગટ **મેમ્બર છું**. રૂનો વેપાર કરૂં છું, અને મારે આશરે પાંચસે વીઘાંની જમીનદારી છે.

. . . હકીકત જોવા હું સ્ટેશન ઉપર તુરત ગયો. હું જતો હતો તે વખતે ગોલવાડી દરવાજા બહાર અહીંની મ્યુનિસિપાલિટીના પ્રેસિડેન્ટ મિ. કેશવલાલ માધવલાલ વકીલ તથા લોકલ બોર્ડના પ્રેસિડેન્ટ મિ. અંબાલાલ રામભાઇ તથા મિ. કેશવલાલ જેસિંગભાઇ વગેરે સ્ટેશન ઉપર જતા મળ્યા. તેમની સાથે હું પણ સામેલ થયો. . . . પ્લેટફોર્મ ઉપર જ બહેનોને લઇને હું સ્ટેશન બહાર મારગમાં જવા નીકળ્યો. અમો બધાં ધીમે ધીમે બહાર ચાલતાં હતાં તે દરમિયાન સડક ઉપરના ખૂણા ઉપરથી મોટરનું જોશબંધ પ્લેઝ બગીચાના લાઇટ અમારા ઉપર પડયું. . . . આશરે પંદર ઘોડેસ્વારો લાઠીઓ ફેરવતા દોડતા ઘોડે આ બૈરાંઓના ટોળાની તરફ દોડી આવ્યા. સ્ટેશનના શેડમાં પણ ઘોડાઓ દોડાવતા હતા. તે ઉપરથી બૈરાંઓ ગભરાઇને ચીસો પાડતાં નાસભાગ કરવા લાગ્યાં. તેમાંના કેટલાંક પડી પણ ગયાં. તેમનાં વાસણો પડી ગયાં, ફૂટી ગયાં અને નાસભાગ કરતાં બૈરાંઓ આડાંઅવળાં થઇ ગયાં. તેમાંનાં કેટલાંકને લાકડીઓ વાગી છે. અને તે વખતે **આ ઘોડેસ્વારો બીભત્સ ગાળો દેતા હતા** અને 'મારો મારો' પોકારતા હતા. . . . હું મિ. ગોલપ પાસે ગયો અને તેમને મેં ત્યાં કહી જણાવ્યું કે નિર્દોષ બૈરાંઓ ઉપર ઓચિંતો આવો હલ્લો થાય ? તે ઉપરથી તેમણે ગુસ્સે થઇ અવાજ કરીને કહ્યું: 'હજુ તો હું આખા ગામને મારી નાખીશ.' છતાં પણ મેં ફરીથી કહ્યું: 'આ બહુ ખોટું થયું છે. તમારે મારવા હોય તો અમો પુરૂષોને મારવા હતા. પરંતુ બૈરાંઓને મારવાં જોઇતાં હતાં નહિ.' . . . આ વખતે એકંદર કુલ ૧૦૦ માણસોના આશરે 'હાજર હતા તેઓ બિલકુલ શાન્ત હતા. . . .

## સ્વતંત્ર બયાનો

### સ્ત્રીઓ પર હુમલો

૧. અમો કેશવલાલ માધવલાલ, વિરમગામ મ્યુનિસિપાલિટીના પ્રમુખ, આથી જાહેર કરીએ છીએ કે :

ગઇ કાલે તા. ૮–૫–૧૯૩૦ના રાતના નવ વાગે હું ઘેર બેઠે. હતો. તે વખતે મને ખબર મળી કે ત્રીસેક વોલંટિયરો વઢવાણથી મીઠું લઇને

આવ્યા છે અને તેમને પાણી પાવા દેતા નથી, અને તરસને લઇને એક વાલંટિયર બેભાન થઇને પડી ગયો છે, છતાં પણ બીજાઓને તેમજ તેને પોલીસવાળા પાણી પાવા દેતા નથી, અને ગામમાંથી જે માણસો તથા સ્ત્રીઓ પાણી પાવા માટે સ્ટેશન ઉપર જાય છે તેમને આબકારી ઓફીસ પાસે રેલ્વેના રસ્તા નજીક સ્ટેશન ઉપર જતાં અટકાવવામાં આવે છે અને જે જાય તેને ગોળીબાર કરવાનું કહે છે. તેથી મને એમ લાગ્યું કે સુલેહ-શાંતિનો ભંગ થશે અને તે થતી અટકાવાય તો સારૂં. આવી ખબર મને કેશવલાલ જેસિંગભાઇ આપતા હતા તે દરમિયાન તાલુકા લોકલ બોર્ડના પ્રેસિડેન્ડ મિ. અંબાલાલ રામભાઇ પણ ઉપરની હકીકત સાંભળવા મારે ત્યાં આવ્યા. અમે રસ્તા ઉપર સ્ટેશને જવા આવ્યા ત્યારે સ્ટેશને જતાં ઘણાં માણસો જોવામાં આવ્યાં. અમોએ તે માણસોને અટકાવવા માટે સ્વયંસેવકોને સૂચના કરી તે ઉપરથી તેમણે તે માણસોને અટકાવ્યા. અને અમે વિરમગામના ફ. ક. મેજીસ્ટ્રેટ મિ. કોથમડીને ત્યાં જઇ તેનાં પટાવાળાની મારફત મિ. કોથમડીને આબકારી ઓફિસે ખબર અપાવી, કે અમો તેમને મળવા માગીએ છીએ, તમે કહો તો મળીએ. તે પટાવાળો એવી ખબર લઇને આવ્યો કે તમે મારી સાથે ચાલો, તમને મિ. કોથમડી સાહેબ મળવા માગે છે. તેથી અમે મિ. કોથમડીને આબકારી ઓફિસે મળ્યા. તેમણે અમને કહ્યું કે વોલંટિયરોને પાણી પાવું હોય તો થોડાં માણસો આવો અને આપણે પાઇ આવીએ. જેથી થોડાંક બૈરાં જે પાણી લઇને રસ્તા ઉપર ઉભાં હતાં તેમને સાથે લઇ અને બાકીના માણસોને વેરાઇ જવા સૂચના કરી અમે અને બૈરાં મિ. કોથમડીની પાછળપાછળ સ્ટેશન ઉપર ગયા. ઝાંપો ઉઘાડયો અને સ્વયંસેવકો પાસે ગયા અને પૂછયું: તમને પાણી મળ્યું છે? તેના જવાબમાં તેમણે અમને કહ્યું: એક વોલંટિયર પાણીની તરસને લઇને બેભાન થયા પછી કેટલીક વારે હમણાં જ અમને પાણી ગામના બૈરાંએ આપ્યું છે. તે બૈરાંઓ સ્ટેશનની અંદર જ હતાં. તેમને અમોએ બહાર જવા કહ્યું ને ગયાં. અમે તેમને ઘેર જવાની સૂચના કરી જેથી બૈરાંઓએ સ્ટેશનથી ગામમાં જવા માંડયું. તેટલામાં રેલવેના સામા ઝાંપેથી કે જ્યાં થઇને બૈરાંને બહાર નીકળવાનો રસ્તો હતો તે રસ્તા ઉપર આઠદસ ઘોડેસ્વારો દોડતે ઘોડે આબકારી ઓફીસ તરફથી દોડતા આવી સ્ટેશનના કમ્પાઉન્ડમાં પેઠા. તેમની પાછળ એક અમલદાર 'મારો મારો'ની બૂમ પાડતો હતો. તે ઘોડાઓ ઉપરનાં જે નિર્દોષ બૈરાંઓ મી. કોથમડીના હુકમ મુજબ ગામમાં પાછાં જતાં હતાં તેમના ઉપર નાંખ્યા, અને લાઠીઓથી અને બંદૂકના ગોદાથી તેમના ઉપર ઘોડા નાંખી તેમને માર મારવાનું શરૂ કર્યું. મિ. કોથમડીએ આ દેખાવ

જોઇને ઘોડાની આગળ ફરી વળવાની કોશિષ કરી, ઘોડેસ્વારોને અટકાવવા માટે કોશિષ કરી, પરંતુ ઘોડેસ્વારોની પાછળ 'મારો મારો'નો જે અમલદાર અવાજ કરતો હતો તે અમલદાર આસિ. કલેકટર મિ. ગોલપ હોવાથી તે ઘોડેસ્વારો અટકયા નહિ અને બૈરાંઓ ઉપર ઘોડા નાંખી પોતાનો મારો ચાલુ રાખ્યો. જ્યાં બૈરાંઓ મ્યુનિસિપાલિટિનું લોઢાનું કમ્પાઉંડ ઓળંગી મ્યુનિસિપાલિટિના બગીચામાં નાઠા. અમે જોયું કે આ 'મારો મારો'ના હુકમ મિ. ગોલપ કરે છે જેથી અમો પણ ખસી જઇ મ્યુનિસિપાલિટીના બગીચામાં ગયા. બગીચામાં જતી વખતે પણ ઘણાં બૈરાંઓને ઇજા થયેલી અને બંદૂકના કૂંદા તથા લાઠીઓ પડેલી. થર્ડ કલાસ પેસેન્જર વેઇટીંગ શેડમાં ઉભેલાં બૈરાં ઉપર પણ ઘોડેસ્વાર ઘોડા દોડાવતા હતા.

આ તમામ વખત દરમ્યાન મિ. અંબાલાલ તાલુકા લોકલ બોર્ડના પ્રમુખ તથા કેશવલાલ જેસિંગભાઇ મારી સાથે જ હતા.

બૈરાંઓની એકંદર સંખ્યા ૬૦ થી ૭૦ની હતી અને આદમીઓ ૮-૧૦ હતા. બૈરાંઓ ઘેર ગયા પછી અમે બગીચામાંથી નીકળ્યા અને મિ. કેશવલાલ જેસિંગભાઇએ ઉપરની હકીકતોનો અમદાવાદના કલેકટર સાહેબને અમદાવાદ રાતના ૧૧ વાગ્યાના સુમારે ટેલીફોન કર્યો અને અમે પછી ઘેર ગયા.

## ધરાસણાના અત્યાચાર સંબંધી કેફીયતો

વીલેપારલે ટુકડીના વૃદ્ધ નાયક શ્રી. અબદુલા શેઠની કેફિયત.

"ધરાસણાના મીઠાના અગરો ઉપર થયેલા અને ૧૪૪મી કલમનો મનાઇ હુકમ તોડવાના ધસારા વખતે ૭૫ વોલંટિયરોની ટુકડી સાથે મેં ત્રણ ત્રણ વાર ધસારો કર્યો હતો. એ ધસારા વખતે ધરાસણાના અગરો ઉપર મને અને કેટલાક વોલંટિયરોને મજબૂત માર પડયો હતો. મને લાઠીઓના માર ઉપરાંત જમીન ઉપર ઘસડવામાં આવ્યો હતો અને છેવટે ઉંચકી બહાર લઇ જવામાં આવ્યો હતો. આ મારમાંથી હું સારો થાઉં છું અને પાછો ધરાસણામાં સત્યાગ્રહ માટે જરૂર જઇશ. ધરાસણાની આજુબાજુ ઉંટડીની છાવણીનો નાશ કરવા છતાં હાલ ૪૦૦ બહાદુર સત્યાગ્રહી સૈનિકો નવા ધસારાની વાટ જોતા પડેલા છે અને પહેલી તકે તેઓ જરૂર જ ધરાસણાના અગર ઉપર ધસારો લઇ જઇ મહાત્માજીની ઉમેદ પાર પાડશે. આવા ધસારામાં સંખ્યાબંધ ઘવાયા છે અને તેઓમાંના ઘણાક પાછા તૈયાર થઇ ગયા છે. કોઇ પણ સંજોગ વચ્ચે ધરાસણામાં માસ રેઇડ થશે. તારની

જાળીઓ કાપવા અમો નાનું હથિયાર રાખીએ છીએ એ વાત ખરી છે પણ તેમ કરવું સત્યાગ્રહના કાયદાથી વિરૂદ્ધ નથી, કારણ કે કોઇ પણ જીવતી ચીજને અમો મારી કે હાથ લગાડી શકતા નથી. પણ જીવ વગરની ચીજ ઉપર તો હથિયારનો ઉપયોગ કરી શકીએ છીએ. લોકોના જથામાં સ્વરાજ્ય મેળવવા માટે ઉલટ આવી છે અને તદ્દન અહિંસક અને શાન્તિ સાથની લડતથી લોકો મોટા ભોગ પછી જરૂર જ સંપૂર્ણ સ્વરાજ્ય જીતી શકશે."

તા. ૨૯–૫–૩૦

---

"હું હિંમતલાલ ત્રં. દવે, બળવંતરાયની ટુકડીનો નાયક નંબર ૧૯૮૮ નો સૈનિક છું. મેં મારી ટુકડીના નવ સૈનિકો અને બીજાઓ સાથે સવારે આઠ વાગતાં ધરાસણા તરફ કૂચ કરી હતી. પોલીસો તદ્દન બેફીકર હતા એટલે અમને વાડ પાસે જતાં અડચણ ન પડી. વાડ પાસે પહોંચ્યા પછી મેં તારને જોરથી ખેંચી તોડી નાંખ્યો એટલામાં એક યુરોપિયન અમલદારે આવી હાથ પર લાઠી જોરથી મારી, તેથી હથેલી છૂંદાઇ ગઇ. તારના કાંટા મારા હાથમાં પેસી ગયા. આ દરમ્યાન બીજી લાઠી અચાનક પાછળથી આવી જોરથી માથામાં કપાળ ઉપરના ભાગમાં વાગી. વાળ ઘણા હોવાથી રક્ષણ થયું, પણ લાઠી એટલા જોરથી આવી હતી કે લોહીથી રૂમાલ તરબોળ થઇ ગયો. મારી સાથે બીજા ભાઇ હતા તેમણે ત્રણ રૂમાલ ઉપરાઉપરી બાંધ્યા પણ લોહી બંધ થયું નહિ. ત્રણ રૂમાલ તરબોળ થઇ ગયા. લોહીના ખૂબ વહી જવાથી હું બેભાન થઇ ગયો અને પછી શું થયું તે ખબર નથી. પાછળથી પૂછવાથી માલૂમ પડયું કે બેચાર પોલીસો મને ઘસડી વાડથી દૂર મૂકી આવ્યા હતા. ઘસડતા હતા ત્યારે માથામાં લાતો મારી હતી. પોલીસ અમલદાર મિ. સબાવાલા પણ ત્યાં હતા અને જ્યારે બેભાન થવા આગમજ માથામાંથી લોહી નીકળતું જોયું ત્યારે તેમણે 'રેડક્રોસ, રેડક્રોસ' કરી ત્રણ ચાર બૂમો મારી પણ કોઇ ત્યાં હાજર ન હતું એટલે મને તેમના પોલીસો ઘસડી દૂર મૂકી આવ્યા."

તા. ૩૦–૫–૩૦

---

શ્રી. મુળચંદ માવજી સૈનિક નં. ૧૯૭૭ અમદાવાદ.

"શ્રી. બલુભાઇની ટુકડીમાં હું તા. ૨૬મીએ ધરાસણા જવા નીકળ્યો. શ્રી. બલુભાઇને પકડ્યા, અમને ૧૬ માઇલ ચલાવ્યા, તે વખતે મેં માગ્યા છતાં મારા જોડા મને આપવામાં આવ્યા નહોતા. મેં મારો લંગોટ કાઢી પગે બાંધ્યો, છતાં મારા પગમાં ફોલ્લા પડ્યા અને હું ચાલ્યો.

સુરતથી પાછા અમે ઉંટડી આવ્યા. શ્રી. નટવરલાલ લાખીઆની ટુકડી સાથે અમે હલ્લો કર્યો. અમારા અચાનક હુમલા માટે પોલીસ તૈયાર નહોતી. બધા પોલીસ સાદા ડ્રેસમાં જ હતા ! પોલીસ જોરથી બ્યુગલો ફુંકાતા હતા, ત્યારે અમે દોડીને વાડ પાસે આવી ગયા ! મારા હાથથી તાર તોડી એક જણના ખભા ઉપર થઇને અંદર કૂદી પડયો ! ત્યાં પોલીસ હતા. તેમની પાસે કંઇ હથિયાર નહોતું, તેથી મને અટકાવવા **લાતો, પાટુ, ગડદા વગેરે મારવા માંડયા ! હું જ્યારે પાછો હઠયો નહિ ત્યારે મને ચાર પોલીસોએ નીચે પછાડયો, અને મેં લંગોટ પહેર્યો હતો છતાં એક પોલીસે અંદર હાથ નાંખી મારા ગુહ્ય ભાગોને જોરથી દાબ્યા ! મારે મોઢે ફીણ આવ્યાં, હું એક ચીસ પાડી બેભાન થઇ નીચે પડયો.** હું ભાનમાં આવ્યો ત્યારે–ત્રણ કલાક પછી–હું વલસાડની ઇસ્પીતાલમાં હતો ! ભાનમાં આવતાં મારી શરીરની સ્થિતિ પરથી મને લાગ્યું કે મને બેભાન થયા પછી પણ પોલીસોએ લાઠીનો માર માર્યો હતો.

મારો એક હાથ લાઠીના ઘાથી અને એક પગ મને બેભાન અવસ્થામાં ફેંકવામાં આવ્યો તેથી ઉતરી ગયા છે. મારા ગુહ્ય ભાગોમાં હજી ખૂબ દુ:ખાવો થાય છે. પિસાબે લોહી પડે છે. મને હજી માત્ર પ્રવાહી ખોરાક જ આપવામાં આવે છે.”

---

“હું પટેલ છોટાભાઇ જેશંગભાઇ, ઉંમર ૨૧, રહેવાસી બોડ (આણંદ) ગામ અને ખેડા ટુકડી નં. ૧ના કૅપ્ટન પરસોતમભાઇની સરદારી નીચે તા. ૩૦–૫–૩૦ના રોજ સવારે ધરાસણા જવા નીકળેલો. પરસોતમભાઇને છૂટા પાડી અગરની પોલીસ ચોકી પાસે લઇ ગયા. પછી પોલીસની વીસલ મારવાથી બધા પોલીસો ભેગા થયા અને અમને જતા રહેવા કહ્યું. અમે ખસ્યા નહિ એટલે મને કેડમાં લાઠીનો એક ફટકો માર્યો એટલે હું પડયો. પછી પણ ત્યાંથી જવાની મેં ના પાડી એટલે મને ઘસડવા માંડયો અને ઘસડતા ઘસડતા લઇ ગયા. બે સિપાઇઓએ હાથ પકડયા અને બેએ પગ પકડયા. હાથ પકડવામાં સિપાઇઓ સાથે એક ગોરો હતો તેણે મારા મોં પર મુઠ્ઠાવાળી લાકડીથી ત્રણ ફટકા માર્યા. મારા હોઠ ઉપર વાગ્યું છે અને તેમાંથી ઘણું લોહી નીકળ્યું છે. એક ફટકો ગળામાં પણ મારેલો. એ રીતે લઇ જતાં ત્રણ વખત જમીન સાથે પછાડી વાડમાં ઉંચકીને નાખી દીધો એટલે હું બેભાન થઇ ગયો. મને ભાન આવ્યું ત્યારે હું વાડમાંથી ખસી બહાર નીકળ્યો અને છાવણીની મોટરમાં મને છાવણીને દવાખાને

લઇ આવ્યા. ત્યાંથી વલસાડ દવા માટે લાવ્યા. મને માથામાં, ગળામાં અને મોંમાં ઇજા થઇ છે અને દરદ થાય છે."

---

"સુરતની ટુકડી નંબર બેના સૈનિક ડાહ્યાભાઇ ભાઇલાલભાઇ: આજે સવારે અગરના તાર સુધી અમે પહોંચ્યા. ભીખુભાઇએ તાર ખેંચ્યા એટલામાં એક યુરોપિયન અમલદાર આવ્યો અને ભીખુભાઇના હાથમાં લાઠી મારી હાથ ભાંગ્યો. માથામાં મારી માથું ફોડયું. છેવટ ભીખુભાઇ જમીન પર પડયા; હું પાછળ હતો એટલે મને પણ પગમાં ડાબા પગના નળા પર લાઠીનો ફટકો માર્યો, લોહી નીકળ્યું અને હું પડયો. પોલીસને એ અમલદારે મને ઘસડી જવા હુકમ કર્યો. પોલીસે મને વાંસામાં અને કમરમાં ત્રણ લાઠીના ઝપેટા માર્યા અને ઘસડીને દૂર પથ્થરમાં મૂકી દીધો."

તા. ૩૦-૫-૩૦

---

માણુલાલ ત્રિભોવનદાસ પટેલ; ગુજરાત કોલેજ, બી. એ. કલાસ, સૈનિક નંબર ૧૭૭૯ અમદાવાદ :

"આજે **૩૧-૫-૩૦ને** રોજ ઉંટડીથી સૈનિકોના જથ્થા સાથે હું ઉપડયો હતો. મીઠાના અગરની આસપાસ કરેલી તારની વાડથી બેએક ફર્લાંગ દૂર હોઇશું ત્યાં સિપાઇઓએ અમને રોકયા. અમને નાસી જવાનું કહ્યું. અમે ન ઉઠયા એટલે માર મારવાનું શરૂ કર્યું. મારા ડાબા હાથ ઉપર બે લાઠી જમણા હાથ ઉપર એક લાકડી અને કેડ ઉપર એક લાકડી એમ ચાર ફટકા માર્યા. આથી હું હેઠો પડયો એટલે મારી ચડ્ડી પકડીને ખેંચ્યા. આ બધો વખત ગાળો ભાંડવાનું ચાલુ હતું. છેવટે ચડ્ડી ચીરી નાખી અને કાઢીને ફેંકી દીધી. મેં કચ્છ પહેરેલો હતો તે ખસેડી ગુદા પર લાકડીના ગોદા મારવા માંડયા. મેં તે ભાગ બચાવવા તેની આડો હાથ મૂકયો એટલે મને ચત્તો કરી મોં પર મારવા માંડયું. ગુપ્ત ભાગ દબાવ્યો એટલે ફરીથી પાછો ઉંધો નાખી મારી ગુદા ઉપર ગોદા માર્યા. મારો લંગોટ તદ્દન કાઢી નાંખ્યા પછી મને ઘસડીને છેટે લઇ ગયા. લઇ જતાં રસ્તામાં પણ મને થોડો માર માર્યો."

---

વલસાડ તા. ૩૧-૫-૧૯૩૦,

દિનકરરાય પ્રતાપરાય ઓઝા, વડનગરા નાગર બ્રાહ્મણ, મહારાષ્ટ્રીય ટુકડીનો સૈનિક વીલેપારલેનો સ્વયંસેવક નં. ૧૪૫

"હું મહારાષ્ટ્રીય ટુકડીનો નાયક છું. તા. ૩૧-૫-૧૯૩૦ના રોજ ધરાસણાના અગરો ઉપરના ધસારામાં મારી ટુકડી સામેલ હતી તેમાં હું પણ હતો. અમારા ઉપર લાઠીનો માર પડેલો. **અમારા ઉપર ઘોડા દોડાવેલા ને અમને ઉંચકીને કાંટામાં નાંખી દીધેલા. મારા મૂત્રાશય ઉપર ઘોડાનો પગ પડેલો** ને તેથી મને કળ ચઢી ગયેલી ને હું **બેભાન થઈ ગયેલો. જમણા પગે, નળામાં** તથા બીજી **જગ્યાએ ઘણા કાંટાઓ વાગ્યા છે.** જમણા હાથની કોણી ઉપર લાઠીનો ફટકો પડયો છે. વાંસામાં તથા કેડ ઉપર ઘણી લાકડીઓ પડી છે ને સખ્ત દુખાવો થાય છે."

---

છોટાભાઇ મરઘાભાઇ, સૈનિક નં. ૭૮, ટુકડી નં. ૧૩૮, ગામ ચાંગા, જિલ્લે ખેડા.

"ઊંટડી છાવણીમાંથી આજે ૩૧-૫-૩૦ને સવારે અમારી ટુકડી દસેક વાગે ધરાસણા જવા નીકળી. અમને તારની વાડથી કેટલેક અન્તરે પોલીસોએ આંતરીને રોકયા. અમારી ટુકડીને અમલદારે બેસી જવા કહ્યું. અને ઘેરી ત્યાં બેસાડી મૂકયા. પછી અમને પાંચ મિનિટમાં ભાગી જવા કહ્યું. પણ અમે ન ભાગ્યા એટલે અમારા પર લાઠીઓ ચલાવી. મને બે અમલદારો દૂર ખેંચી ગયા. ત્યાં મારી ગુહ્ય ઈંદ્રિયને ખેંચી અને લાતો મારી, એથી મને તમ્મર આવવા લાગ્યાં. એ જ વખતે મારા ફુલા ઉપર કંઇક લોઢાની અણીદાર વસ્તુ ઘોંચી. તે પછી હું તરત જ બેભાન થઇ પડયો. થોડી વાર પછી મને શુદ્ધિ આવવા માંડી એટલે મને લાઠીઓ મારતા અને ઘસડતા બહાર ખેંચી ગયા."

---

"હું નાનુભાઇ ધીરજલાલ ઝવેરી (ભરૂચનો) **રેડક્રોસ વોલંટિયર છું અને રેડક્રોસનો બિલ્લો મારી પાસે હતો.** બધા સૈનિકો અગર ઉપર પહોંચ્યા પછી થોડી વારે હું ત્યાં એટલે અગર પર પહોંચ્યો અને થોડા માર ખાઇને પડેલા સૈનિકોની સારવાર કરતો હતો. એટલામાં મિ. આંટીઆએ આવી મારા માથા પર લાઠીના બે ત્રણ ફટકા માર્યા. એટલામાં એક યુરોપીયન અમલદાર આવ્યો. તેણે મને મોં ઉપર દાઢીના ભાગમાં લાઠી લગાવી. એ બન્નેએ મળી મારા જમણા ખભા ઉપર, જમણા હાથ ઉપર અને જમણા પગ ઉપર લાઠીઓ મારી. હું ત્યાં પડી ગયો. થોડી વારે વોલંટિયરે મને લઇ લીધો." તા. ૩૧-૫-૩૦.

---

હનુમંતરાવ હોલત સ્વયંસેવક નં ૬૧ વીલેપારલે છાવણીની કેફિયત..

"સવારમાં જ્યારે હલ્લો લઇ ગયા ત્યારે ફોજદારે (આલમશાહે) મને ત્રણ લાઠી મારી, છતાં પડીને પાછો ઉભો થઇ ગયો. પછી ધક્કા મારી ખાઇમાં અમને નાખી દીધા. હું ખાઇમાંથી ૧૦થી ૧૫ વાર બહાર ધસી આવ્યો હતો અને પ્રત્યેક વખત પાછો ધકેલવામાં આવ્યો હતો. લગભગ ૧૧ ને સુમારે મને પકડીને અંદર લઇ ગયા. ત્યાં એક અંધારી અને હવા વિનાની ઓરડીમાં લઇ ગયા. અને એક અંગ્રેજ સોલ્જરે ૪થી ૫ ફટકા માર્યા અને બે કલાક સુધી આ અંધારા ઓરડામાં મને રાખ્યો ત્યાર બાદ બહાર કાઢી બૂટથી બે લાત મારી, માથામાં માર્યો અને ચાર પોલીસ સાથે ધૂમ તડકામાં બેસાડી રાખવામાં આવ્યો. દરમ્યાન હું બેભાન થઇ ગયો હતો. સાંજના ફરી મને ખાઇમાં નાખી દીધો. ત્યાંથી રેડક્રોસવાળા મને અહીં સ્પિતાલમાં લઇ આવ્યા." તા. ૩૧–૫–૩૦.

---

"હું જવાહીર રધા જાતે ઠાકોર, રહેવાસી લખનૌ, ઉંમર વરસ ૨૨, અમદાવાદ ટુકડીનો, આજ તા. ૧–૬–૩૦ને રોજ સવારે સાડા દશ વાગે ઉંટડી છાવણીથી ધરાસણા તરફ અમારી ટુકડી સાથે ગયો હતો. રસ્તામાં પોલીસોએ અમને આગળ જતાં અટકાવ્યા. હમોને પાછા જવા કહ્યું. ગયા નહિ એટલે-ઘોડાઓ અમારી ઉપર દોડાવ્યા. ઘોડાનો પગ મારા ડાબા પગ ઉપર પડયો હતો જેથી મને ગંભીર ઇજા થઇ છે અને હું નીચે પડી ગયો એટલે મારા ઉપર ત્રણચાર ફટકા મારવામાં આવ્યા, જેનાથી મને વાંસા ઉપર તથા શરીરના બીજા ભાગો ઉપર ઇજા થઇ છે."

---

બટાના **વીણા ગામના સૈનિક** નં. ૯૯. ટુ. નં. ૩ શ્રી. મથુરભાઇ લલ્લુભાઇ પટેલનું નિવેદન:–

તા.૧–૬–૩૦ "સવારના દશ વાગતા અગર પાસે જવા નીકળ્યા, તારની વાડથી થોડે અંતરે પોલીસે અમને રોકયા અને વીખરાઇ જવા કહ્યું. અમે તેમ ન કર્યું એટલે મારવા માંડ્યા. મને જમણા પગ ઉપર ચાર લાઠી અમલદારે મારી છતાં ન ઉઠયો **એટલે પેડુમાં લાઠીના ગોદા માર્યા, ધોતીયું ખેંચવા માંડયું ગુપ્ત ભાગ દબાવી ખેંચ્યો એટલે હું બેભાન થઈ ગયો."**

તા. ૧–૬–૩૦ અમદાવાદના સૈનિક નં. ૧૭૬૫ પ્રીતમલાલ ચંદુલાલ પાન્ડેનું નિવેદન:–અગરોની હદથી થોડેક દૂર અમને પોલીસે

અટકાવી ઘણીવાર સુધી તડકામાં બેસાડી રાખ્યા. પછી એક પોલીસ અમલદારે કહ્યું કે, પાંચ મિનિટમાં ભાગી જાવ નહિ તો તમને મારી નાખીશ. અમે એની ધમકીને ગણકારી નહિ. માર શરૂ કર્યો—પ્રથમ બરડા પર માર પડયા છતાં હું ખસ્યો નહિ એટલે **એક પોલીસ અમલદારે મારા ગુપ્ત ભાગ પર ગોદા માર્યા. અને પાંચ છ ફૂટ મારતા મારતા દૂર ઘસડી જઇ ત્યાં નાખી દીધો.** થોડીકવારે પાછા આવી મારા બીલ્લામાંથી પીન **કાઢી મારા ફૂલા પર બેવાર ખોસી.** ફરીથી ઘસડી છેટે લઇ ગયા ત્યાં હું બેભાન થઇ ગયો."

અમદાવાદના સૈનિક નં. ૧૭૬૮ મણિભાઇ લલ્લુભાઇ સુરતી:—"વાડ આગળ અમે પહોંચ્યા એટલે સિપાઇઓએ અમને રોકી બેસી જવાનો હુકમ કર્યો. અમે ઉભા હતા તેથી પોલીસોએ દંડા મારી અમને બેસાડી દીધા. થોડી વારે અમલદારોએ આવી ભૂંડી ગાળો દેવાં દેતાં કહ્યું કે:—"જેને જવુ હોય તે ચાલ્યા જાવ. નહિં તો જાનથી મારી નાખવામાં આવશે." તે પછી એક દેશી તથા એક અંગ્રેજ અમલદારે આવી મને ખેંચવા માંડયો. હું ન ઉઠયો, તે વખતે સિપાઇઓએ મને લાઠીથી મારવા માંડયો. **એક સિપાઇએ મારો ગુપ્ત ભાગ પકડયો, તેથી મને કળ ચઢી અને હું પડી ગયો. મારા મળદ્વાર ઉપર પણ લાઠીના ગોદા મારવામાં આવ્યા હતા.** મારા વાંસા, ખભા અને હાથ ઉપર લાકડી વાગી છે. પગ પર માર પડયા છે અને છાતીમાં લાકડીના ગોદા માર્યા છે."

---

જગજીવન હેમચંદ મોદી, સૈનિક નં. ૧૬૫૯, શ્રી. બલુભાઇની ટુકડી અમદાવાદની કેફિયત.

"તા. ૨૧–૨૨ હલ્લામાં ગયેલા ફરી પાછા આજે ત્રીજી વાર ગયા. આજે ટુકડીની સાથે હું સવારે દસેક વાગે નીકળ્યો. ગોરા સાર્જન્ટે અને પોલીસોએ અમને અટકાવ્યા. અમે ચાર ચાર જણાની સાંકળ કરેલી. અમને પોલીસોએ ઘેરી લીધા. અમે બેસી ગયા. પછી અમલદારો "રેડક્રોસ" વાળા પાસે ગયા. ત્યાં રિપોર્ટર તેમજ ફોટોગ્રાફરને ખસેડી પાછા અમારી પાસે આવ્યા. અમને ચાલ્યા જવા કહ્યું અને આ કહેતી વખતે ગલીચ ગાળોનો વરસાદ વરસાવ્યો અને તરત જ ઘોડા દોડાવ્યા. ઘોડા અમારી બાજુએથી ચાલ્યા ગયા. હું ઉંધો પડયો હતો, પછી મારા વાંસામાં ત્રણ ચાર લાઠીના ફટકા માર્યા. છતાં હું ન ખસ્યો. એટલે મારા માથા ઉપર લાઠીનો ફટકો મારવા ઉગામ્યો અને મારા જમણા હાથ ઉપર મેં ઝીલ્યો. બીજા ત્રણ ફટકા એ જ હાથ ઉપર માર્યા. પછી અમલદારે ખીજાઇને મારા

ઉપર પાછળ લાઠી મારી. બીભત્સ ગાળો મારતી વખતે ચાલુ જ હતી અને દૂર ઘસડી જઇ ફરી ફૂલા ઉપર લાઠીઓ મારી ને પટો ખેંચી ઘસડયો. કાંટામાં ઘસડીને ફેંકી દીધો ને ત્યાં કમર પર બે લાઠી મારી. હુ ઉઠી શકું તેમ ન હતું એટલે રેડક્રોસવાળાઓ મને લઇ ગયા. તા. ૧-૬-૩૦."

---

શ્રી. લક્ષ્મીશંકર નાગરદાસ પાઠક—માજી પોસ્ટ માસ્તર અને હાલ કાઠિયાવાડ સત્યાગ્રહ દળની ટુકડીના નાયકનું નિવેદન ૧-૫-૩૦.

"હું મારી ટુકડીને લઇને મીઠાના અગર ઉપર જતો હતો, ત્યાં રસ્તામાં પોલીસોએ રોકયા. અમે બેસીને રામનામ શરૂ કર્યું. ત્યાં તે પોલીસો અને ઇસ્માઇલ દેસાઇ અમારી પાસે આવી પહોંચ્યા અને લાઠીઓનો વરસાદ વરસ્યો; છતાં હું ન ચસ્યો એટલે મારાં બાવડાં પકડી છાતી પર ઘસીને ઘસડીને દૂર ખેંચી ગયા. પછી મને ત્યાં પોલીસો પાસે બેસાડી મારી ટુકડીને છુડવા તેઓ ગયા અને ટુકડીને ઠેકાણે પાડી મારી પાસે ફરી ઇસ્માઇલ દેસાઇ પોલીસો સાથે આવ્યા, અને કહેવા લાગ્યા કે 'તને મીઠું જોઇએ છીએ ને? ચાલ આવ' એમ મને આગળ ઘસડી ગયા અને સાથળ સુધીની ખારા પાણીની ખાડીમાં મને ધકકો માર્યો. સિપાઇઓ યુનિફોર્મ કાઢી મારી પાછળ પડયા અને પાંચેક ગળકાં ખવડાવ્યાં. અને પછી ખાડીમાંથી કાદવ કાઢી મારા મોઢામાં નાખવા માંડયો. અને પાણીના ખોબે ખોબે મોઢે છાંટા ઉડાડવા લાગ્યા. કાદવ તો મેં થુંકી નાખ્યો. પણ મારો મુઝારો થોડો સમય ચાલુ રહ્યો એટલે પોલીસો અને અમલદાર મુંઝાયા તેથી મને દવાખાનામાં લઇ ગયા. ત્યાં પોલીસોને પહેરામણી દાખલ દૂધના પ્યાલા પીવરાવ્યા. ત્યાં ચાર વાગ્યા સુધી મને અને મારા સાથી આત્મારામને બેસાડી મૂકયા. ચાર વાગ્યા બાદ ફરી ઇસ્માઇલ દેસાઇ ડે. સુપ્રિ. પોલીસ આવ્યા અને કાનના કીડા ખરે એવી ખરાબ ગાળોના ફાગ બોલવા લાગ્યા, અને મને જતા રહેવાનું ફરમાવ્યું; પણ હું તો ન જ ચસ્યો, એટલે મને પીઠ પર સોટીઓનો વરસાદ વરસાવી બે હાથ ખેંચી મરેલા કુતરાને ઢસડે તેવી રીતે બેએક ફર્લાંગ જેટલે દૂર ઘસડી ગયા. ઇસ્માઇલ દેસાઇએ હુકમ કર્યો કે, "સાલાનું ધોતિયું, રૂમાલ કાઢી નાગો કરી કાંટાની વાડમાં ફેંકી દો." મારો બરડો આખો આળો થઇ ગયો છે. આખું શરીર ઉઝરડાઇ ગયું છે. જતાં જતાં ઇસ્માઇલ દેસાઇ કહેતા ગયા કે "સાલાઓ, હવે પાછા આવશો તો તમારૂં ચામડું ઉતારી નાખીશ." પણ રામ રાખે તેને કોણ ચાખી શકે?"

---

કાઠિયાવાડ સત્યાગ્રહ દળના સભ્ય આત્મારામ પ્રભાશંકર ભટ્ટનું નિવેદન:

"હું મીઠાના અગર પર જતો હતો. ત્યાં યૂરોપીઅન અમલદાર અને પોલીસોએ આવી મારા હાથ મરડીને તેમાં લાકડી ભરાવી ધક્કા મારવા લાગ્યા. આ વખતે ઇસ્માઇલ દેસાઇ પણ આવ્યા અને બધા ય મળી મને ખાઇ તરફ ધક્કા મારતા મારતા ઘસડી ગયા અને એકદમ ખાઇમાં નાખી દીધો. પોલીસોએ યુનિફોર્મ ઉતાર્યા અને તેઓ પણ ખાઇમાં પડયા. ખાઇમાં સાથળ જેટલું પાણી હતું. મને ચત્તો પાણીમાં ફેંકી આશરે પચીસેક વાર ગળચીઓ ખવડાવી. મને તરતાં ન આવડવાથી થોડું પાણી પણ પી ગયો. વધારે મુંઝવવા સારૂં મારા પર એ ગંદા ખારા પાણીના છાંટાઓ મોઢાપર ઉડાવવા લાગ્યા. આથી મારી આંખ બળવા લાગી. મીઠાંવાળા ચાબકાનો માર મેં ખાધો નથી. પણ આ મુંગો મુંઝવે એવો માર મીઠાવાળા ચાબકાથી લેશ માત્ર ઓછો ન હતો.

"પણ હજુ હું બેભાન થયો ન હતો, ત્યાં તો પોલીસો મીઠાની મુઠ્ઠી ભરી આવ્યા અને "લે, મીઠું જોઇએ છે" એમ કહી મીઠાના ભુકડાથી મારા મોઢાને ડૂચો દીધો. મીઠું મોઢામાં ભરાઇ ગયું એટલે છાતીમાં મુંઝારો થવા લાગ્યો. આ વખતે સરકારી અમલદારો તો ગમ્મત કરતા, હરતા ફરતા હતા. હું બેભાન થઇ જવા જેવો થયો હતો એટલે દવાખાનામાં મને લઇ ગયા. ત્યાં મારાં કાદવ તથા મીઠાથી ખરડાયેલાં કપડાં કાઢયાં અને નાક મોઢું સાફ કરી દવા પાઇ, એટલે ભાનમાં આવ્યો. સાડાચાર વાગે ઇસ્માઇલ દેસાઇ દવાખાનામાં આવ્યા. એટલે ફરી આશરે ચાલીસ સોટાઓ લગાવી હાથપગ પકડીને દૂર ફેંકી આવ્યા. એ વખત ધરાસણા જઇ આવી મારા જીવનને પાવન કરી આવ્યો છું. ફરી તાકાત આવ્યે ચઢાઇ કરવા જઇશ."

ગુલાબચંદ શંકર પટેલ જાતે પાટીદાર ઉમ્મર વરસ ૩૦ "તા. ૧-૬-૩૦ ના રોજ ધરાસણા અગરો ઉપર મારી ટુકડી સાથે ગયો હતો. જતાં પોલીસોએ હમોને અટકાવ્યા. એટલે હમો બેસી ગયા. હમોને પાછા જવા કહ્યું પણ હમો પાછા હઠયા નહિ. એટલે પોલીસોએ હાથ પકડીને હમોને બહાર કાઢવા માંડયા. બળજબરીથી હમોને બહાર કાઢયા પછી પોલીસોએ હમારા પર લાઠીઓનો મારો શરૂ કર્યો. પછી મીઠું લેવા આવ્યા છો એમ કહી પોલીસે મારા પગ ઉપર બે લાઠીઓ મારી. હુ નીચે પડી ગયો પછી મને ઢોંગ કરી નીચે પડયો છે એમ કહી પોલીસોએ મને ઘસડયો. ઘસડવાથી મારા શરીર પરનાં કપડાં ફાટી ગયાં છે. ઘસડયા પછી મારા ઉપર લાઠીઓના કુંદા શરૂ કર્યા. મારી છાતી ઉપર દશ બાર લાઠીના કુંદાઓ માર્યા. બે ત્રણ લાતો મારી. મારી છાતી ઉપર

**સખત ઇજા કરવામાં આવી.** નાળવાળા બુટોની લાતો પણ મને મારવામાં આવી. હાથ તથા માથા ઉપર લાઠીઓ મારી. **પછી મારા ઉપર ઘોડો દોડાવવામાં આવ્યો. હું નીચે પડી ગયો અને બેભાન થઈ ગયો.** મને ત્યાંથી કોણ ઉંચકી ગયું તે ખબર પડી નહિ. મને જ્યારે ભાન આવ્યું ત્યારે હું ઉંટડી છાવણીની હોસ્પીટલમાં હતો એમ ખબર પડી. ત્યાંથી વલસાડ લાવવામાં આવ્યો. **મોઢામાંથી મને લોહી પડ્યું હતું. હજુ પડે છે. મારી પીઠ ઉપરથી પણ લોહી પડ્યું હતું.** હજુ પણ મારાથી બેસી શકાતું નથી. **મને ગુહ્ય ભાગ ઉપર પણ માર મારવામાં આવ્યો હતો. જેને લઈ તે ભાગ ઉપર પણ ગંભીર ઇજા થઇ છે."**

વલસાડ તા. ૨–૬–૩૦ સાંજે ૬–૦ વાગે.

---

પંચમહાલના નેતા અને મુંબાઇ ધારાસભાના એક વખતના સભ્ય શ્રી વામન મુકાદમનું અપમાન કર્યું અને કેવી પશુતા દાખવી તે શ્રી. મુકાદમના નીચેના બ્યાનમાંથી વાંચક જાણી શકશે:

"વળી પાછું તે ગોરાએ કહ્યું: 'મિ. મુકાદમ અહીં આવો, મારે તમને કંઇક કહેવું છે.' હું તેની પાસે ગયો. તેણે મારા પર ત્રાપ મારતો હોય તેમ મને પકડ્યો અને ધક્કા માર્યા. પછી તેણે મને ગિરફતાર થએલ જાહેર કર્યો. પણ આ બધો વખત તે મને અને મારા સાથીઓને ગામ તરફ લઇ જતો હતો. થોડેક ચાલ્યા પછી તેણે મને જોરથી ધક્કો માર્યો, અને 'તમને પકડવામાં આવ્યા છે' એમ ફરી પાછું કહ્યું. મેં તેનો આભાર માન્યો. ત્યાર પછી સિપાઇઓએ મને કબજામાં લીધો. સ્વયંસેવકોને હાંકી કાઢી પેલા ગોરાએ મને પાછો પકડ્યો અને મુક્કા મારતો મારતો મને સંત્રીની કેબીન તરફ ધકેલી ગયો. તે વખતે ત્યાં અમે બે જ જણ હતા. ચાલતાં ચાલતાં તે મને ધકેલતો હતો, હચમચાવતો હતો, ગાળો દેતો હતો, અપમાન કરતો હતો, ટૂંકમાં અપમાનજનક બધું જ કરતો. પછી મને સંત્રીની ઓરડીમાં લઇ ગયા અને એક પોલીસને કહ્યું: 'યહ દેખો તુમારા દોસ્ત, ઇનકા બંદોબસ્ત કરો.' મને પેલી ઓરડીની ઓસરી પર બેસાડી તે ખાંજણમાં દૂર ક્યારીમાં ભેગા થયેલા લોકોને વિખેરવા ગયો. થોડો વખત મને ત્યાં રોક્યો. પછી મિ. આંટિયા અને બીજા પોલીસ અમલદારો સાથે પેલો ગોરો આવ્યો. મેજીસ્ટ્રેટ પણ ત્યાં હતા એમ મને યાદ છે. આ વખતે પેલા ગોરાએ પેટ ભરીને મને ગાળો દીધી. મિ. આંટિયાએ મારા ગજવામાંથી મારો બિલ્લો કાઢી લીધો અને પેલા ગોરાએ મારા ગજવામાંથી બધી વસ્તુઓ કાઢી. મને મારાં ચશ્મા અને કાગળિયાં પાછાં સોંપવામાં આવ્યાં.

આંટિયાએ મારો બિલ્લો લીધો અને ગોરાએ ચપ્પુ. ત્યાર પછી એક પછી એક ભાતભાતની ગાળોનો વરસાદ પેલા ગોરાએ મારા પર વરસાવ્યો. ત્યાર-બાદ તેણે કહ્યું, 'તું ચાલ્યો જા. તારી અમારે જરૂર નથી.' પછી પેલા ગોરાએ કહ્યું, 'મારી સોટીને જરા અડકી જો.' મેં તેમ કરવાની સાફ ના પાડી. 'તું અડતો નથી ઠીક, પણ જો સોટીનો સ્વાદ આવો હોય છે!' એમ કહી તેણે મારા ફૂલા પર એક સોટી મારી. 'તમે લોકો ચોર છો, લુચ્ચા છો અને તમારા ટુકડેટુકડા કરવાનો અમે નિશ્ચય કર્યો છે. બે વાગ્યાની ગાડીમાં ગાંસડાપોટલાં બાંધી ચાલ્યો જજે, નહિ તો તને બરોબર ઠોકવામાં આવશે' એમ કહી વળી એક સોટી મારી. પછી તેણે મને ધક્કો મારી સીધા ચાલ્યા જવા કહ્યું. ધક્કામુક્કીથી મારી છાતીમાં દર્દ થાય છે." તા. ૩-૬-૩૦.

---

શ્રી. કાન્તિ પારેખનું નિવેદન:

"ટુકડીને રોકવામાં આવતાં હું પણ બધા સૈનિકો સાથે બેસી ગયો. પછી ચેતવણી વગેરે વિધિઓ પૂરી થઇ અને લાઠીનો માર શરૂ થયો. મારા ઉપર પણ ત્રણેક પોલીસો ભૂખ્યા વરૂની માફક તૂટી પડયા. મને પગ અને પીઠ પર લાઠી મારી મારીને થોડે દૂર ઘસડીને મૂકી આવ્યા, ત્યારે હું ઉંધો પડયો હતો. એટલામાં રાજમાન્ય ઇસ્માઇલ દેસાઇ અને એક ગોરાએ આવી મારા બંને હાથ પર ખૂબ માર માર્યો. મારા ફૂલા પર એટલો બધો માર પડયો છે કે હું બિલકુલ બેસી શકતો નથી. મારા કાંડા પર એક ફટકો પડેલો હોવાથી મારી આંગળીઓ કામ કરતી નથી. મારા પગ પણ મારને લીધે ખૂબ ઘવાયા છે, જેથી હું બિલકુલ ચાલી શકતો નથી. મને ત્રણ વખત ઘસડી વચમાં મૂકી માર મારવામાં આવ્યો. મારા ઉપર પચાસ ફટકા પડયા છે." તા. ૩-૬-૩૦.

---

હેમરાજ અંબારામ (ખેડા સૈનિક ૧૧૧)નું નિવેદન "ચાલ્યા જવાની નોટીસ મળ્યા છતાં હું ન ખસ્યો એટલે એક પોલીસે આવી મારી છાતીના પાંસળા પર જોરથી એક લાત મારી. મને ખૂબ વાગ્યું, પણ હું ઉભો થઇ ગયો કે તરતજ મને વાંસા પર લાઠીના ચાર ફટકા માર્યા, બંને હાથમાં અને ખભા પર બબ્બે ફટકા માર્યા. પછી તાકીને મારા ગુહ્ય ભાગમાં લાઠીના જોરથી ગોદા મારવાનો યત્ન કર્યો. તે જોઇને મેં મારી બંને હથેળીઓ એ ભાગ પર ધરી. મારી હથેળીમાં બે ગોદા વાગ્યા; એને પરિણામે મારી હથેળી સુજી ગઇ. મારા કપાળમાં લાઠીનો એક સખત ફટકો લગાવ્યો. મને તમ્મર આવ્યાં અને હું નીચે પડયો પછી તો મારી છાતી પર જોડાવાળા પગે લાતો મારવામાં

**આવી.** હું નીચે પડયો **તે વખતે મારૂં ગળું દબાવવામાં આવ્યું:** જેને લીધે હું બેભાન થઇ ગયો. પછી શું થયું તેની મને ખબર નથી. મને પેટ અને છાતીમાં ભારે દુઃખ થાય છે. મને શ્વાસ લેવાની અને પાણી પીવાની પણ આપદા પડે છે. આજે આ લખાવતી વખતે મને માર પડ્યે ૨૪ કલાક થઇ ગયા છે. **હમણાં જ મને લોહીવાળો પેશાબ થયો છે. ગળું દબાવવાથી ખાવાનું પણ ઉતરતું નથી."** તા. ૩–૬–૩૦

---

ઉંટડી, તા. ૩–૬–૩૦.

મોતીભાઇ કાલીદાસ ઉમ્મર ૨૫ વર્ષ લખાવું છું કે :

"હું અમદાવાદની ટુકડીના સ્વયંસેવક તરીકે અહીં આવેલ હતો પરંતુ ટુકડીથી છુટો પડી ગયેલો હોવાને કારણે ઉંટડીની સત્યાગ્રહ ઇસ્પિતાલ આગળ ઉભો હતો. એ વખતે આશરે ૮॥ વાગ્યા હશે. એ અરસામાં ગામમાં લોકોને મેં દોડતા જોયા અને જોતજોતામાં બે ઘોડેસ્વાર દોડતા આવ્યા. જેમાં એક યુરોપીઅન અને એક દેશી હતા. હું જેવો રસ્તા ઉપરથી મકાનના ઓટલા પર જવા જતો હતો તેવામાં સાર્જંટે લાઠી ઉગામી પરંતુ એ મને વાગે તે પહેલાં હું પડી ગઓ અને ઘોડાનો દાબડો મારી છાતી પર પડયો અને પરિણામે મારી છાતીમાં સખ્ત દરદ થાય છે. હું અડધાએક કલાકમાં બેભાન થઇ ગયો અને પછી ભાનમાં આવ્યો ત્યારે જાણ્યું કે મને સખ્ત આંકડીઓ આવતી હતી.

---

ધરાસણાના છેલ્લા હુમલા વખતની ટુકડીના નાયક ભાઇ દિનકર મહેતાની કેફિયત :

તા. ૬–૬–૩૦ને રોજ ૭ વાગે ૧૫૪ની ટુકડી સાથે હું ધરાસણાના મીઠાના ડુંગરોના પહેલા જિલ્લા પર ગયો. ટુકડીને આવતી જોઇને જ બ્યુગલ ફૂંકાયાં અને તરતજ લાઠીધારી અમલદારો તથા સિપાઇઓ અને કેટલાક બંદુકિયા હારબંધ ગોઠવાઇ જઇ અમને અટકાવવા તૈયાર થઇ ગયા. હું આગળ હતો એટલે લાઠીનો પહેલો સ્પર્શ મને થયો. મારી સામે આડી લાઠી ધરવામાં આવી. હું આગળ વધવાનો પ્રયત્ન કરતો હતો એટલે મને બેત્રણ લાઠીના ગોદા પડયા, તોપણ હું ન અટકયો. એટલે પગમાં આંટી મારી મને ગબડાવી દીધો. હું ફરી ઉભો થઇ આગળ જતો હતો એટલે ફરી પાછો ગોદાનો મારો પડયો. એક લાઠી મારા ઉપલા હોઠ પર પડી. બીજી હડપચી પર અને ત્રીજી જમણી આંખ પર. મારાં ચશ્માં ફૂટી દૂર પડયાં, ઘામાંથી લોહી વહેવા માંડયું, પણ સદ્ભાગ્યે મારી આંખ બચી ગઇ. લોહીથી મારી જમણી આંખ ભરાઇ ગઇ અને ચશ્માં પણ પડી ગયેલાં હોવાથી હું થોડીવાર

કંઇ જોઇ ન શકયો. પછી આગળ વધતો હતો. તેથી ફરીથી પગમાં લાત મારી પાડી નાખ્યો. હું પાછો ઉભો થઇ ગયો.

થોડી જ વારમાં અમલદારોએ સૈનિકોને ઉઠી જવા હુકમ કર્યો. ઘોડા તથા લાઠી આવશે એવી ધમકી આપી એક બે ડોસાઓને ઘસડી બહાર કાઢયા. ૨૬ સૈનિકો ઉઠી ગયા ફરીથી સૂચના આપી અને લાઠી વીંઝવા માંડી. હું અત્યાર સુધી ઉભેલો હતો. સહેલાઇથી ઘસડાઇ ન જવાય તેટલા માટે હું બેસી ગયો. મારા પર ફટકા પડવા માંડયા. જમણા પગ પર પાંચ છ સખત ફટકા પડયા; હું ઉંધો પડેલો હતો. મારા બે હાથ પકડીને થોડે સુધી ઘસડયો, હાથ મૂકી દીધા એટલે હું ત્યાં જ પડી રહ્યો, પોલીસોએ આની પાંચ છ લાતો મારી અને વાંસા પર ચાર ફટકા ખૂબ જોસથી માર્યા : "**આ તો તેરમી તારીખથી અહીંયા છે, મારો બરોબર.**" એમ કોઇકે કહ્યું; અને તરત જ સાત આઠ ફટકા અને લાતો પડી. એટલામાં કોઇકે 'નહિ મારશો' એમ કહ્યું. એટલે મને બે હાથ પકડીને થોડે સુધી ઘસડયો, પાછું સ્ટેશન આવ્યું; ફટકા અને લાતો શરૂ થઇ. આ કાર્યક્રમ પૂરો થયો એટલે મારા બે પગ ઉંચા કરી છાતી અને માથું નીચે દબાવી ખૂબ ઘસડયો અને દૂર ફેંકયો. વાંસા પર ફટકા અને શરૂઆતમાં છાતી અને પાંસળામાં ગોદા પડયા એટલે શ્વાસ લેવો બહુ કઠિન હતો. પગ પર પડેલા ફટકાને લીધે હું ચાલી શકતો ન હતો. લગભગ એક કલાક પછી સ્ટ્રેચરમાં ઉપાડી મને છાવણીમાં લાવવામાં આવ્યો.

---

તા. ૬-૬-૩૦. "હું દાઉદભાઇ અબદુલહુસેન, ખાનદેશ : આજે ધરાસણાના હલ્લામાં ગયો હતો. હમે બે કૂચમાં આગળ હતા તે બધાને પહેલાં મોઢા ઉપર તમાચા અને મુક્કા માર્યા. મને **બે તમાચા અને મુક્કા માર્યા.** પછી હમે બેસી ગયા. અમને સિપાઇઓ અને અમલદારોએ બહુ બીભત્સ ગાળો આપી. હમે બેસી ગયા પછી ચાલ્યા જવાનું કહ્યું પણ અમે ગયા નહિ. મને ધક્કો જોરથી માર્યો એટલે હું ચત્તો પડી ગયો. મને પછી જાડી લોખંડની ભુંગળીવાળી લાઠીથી પેટ છાતી તથા પેઢાના ભાગમાં **ઓછામાં ઓછા દશ ગોદા માર્યા. એમાંના પાંચ તો ગુહ્ય ભાગની આસપાસ માર્યા હતા.** હું પછી ઉભો થવા ગયો એટલે મને જમણા હાથ ઉપર ત્રણ લાઠીના સખ્ત ઝપેટા માર્યા, જેથી હું હાથની હીલચાલ કરી શકતો નથી અને મારા જમણા પગની જાંગની બાજુ

ઉપર કંઇ નહીં તો ત્રણ **સપાટા લાઠીથી માર્યા એટલે હું પડી ગયો.** પછીથી મને એક સાર્જન્ટે જમીન ઉપર ઘસડયો અને નેતરની સોટીઓ વાંસા ઉપર મારી. મને ઘસડવાથી ચામડી ઉપર ઇજા થઇ છે. **એક ગોળી એકદમ સુજી ગઇ છે અને લીવર પાસે સોજો છે."**



# રાણપુર–ધોલેરાના અત્યાચારો સંબંધી કેફીયતો

ગુજરાત પ્રાન્તિક સમિતિ નીચેના સત્યાગ્રહ–સંગ્રામના મથકો: ધોલેરા અને રાણપુરમાં પણ પોલીસે અત્યાચાર ગુજારવામાં મણા નથી રાખી. એ અત્યાચાર સંબંધની કેફીયતમાંથી થોડી નમુનારૂપ અહીં ઉતારવામાં આવે છે :

(૧)

## ગળામાં ન્હોર

**સૈનિક અંબાલાલ શુકલે (અમદાવાદની ટુકડી ૨૬ના સૈનિક નં. ૮) પથારીમાંથી લખાવેલી કેફીયતમાંથી:** 'આજે સવારના સાત વાગ્યાના અરસામાં હું સત્યાગ્રહ છાવણીમાંથી મારી સાથેના ૫૫થી ૬૦ જેટલા જોડીદારો સાથે રાહાતળાવની ખારીમાંથી મીઠું લાવવા–મીઠાના કાયદાનો સવિનયભંગ કરવા ગયેલો. ખારીમાં હું...પહોંચ્યો. ત્યાંથી મેં મીઠું લીધું.

'આવી રીતે મીઠાના કાયદાનો ભંગ કરી–મીઠું લઇ અમે બધા ધોલેરા આવવા નીકળ્યા... પરબડી નામના સ્થળે આવ્યા. આ સ્થળે બે ગોરા અમલદારો, એક દેશી અમલદાર અને ૨૫–૩૦ સિપાઇઓ વગેરે સરકારી નોકરોનું એક ટોળું ઉભું હતું. અમે બધા તો ધોલેરાના માર્ગ તરફ ચાલ્યા જતા હતા. તેવામાં દોડીને પેલા અમલદારો પૈકીના મી. નીલે મને પકડયો. મી. નીલે મને પકડયો તેવામાં બીજા બે સિપાઇઓ મારી પાસે આવી પહોંચ્યા. મી. નીલે તે બન્નેને મને સોંપી દીધો. આ બન્ને સિપાઇઓ મારી પાસેનું મીઠું ઝુંટાવવા માંડયા. પણ તે બે જણાથી મારી પાસેનું મીઠું ન ઝુંટવી શકાયું એટલે બીજા ૪–૫ સિપાઇઓ મારી પાસે આવ્યા, અને તે બધા ૬–૭ જણા મળી મને ધક્કા મારવા, છાતીમાં મુઠીઓ મારવા ને હાથ પર નખો બેસાડવા માંડયા. આટલું થયું છતાં મેં મીઠું ન જ છોડયું.

'આમ મેં ટક્કર ઝીલવા માંડી એટલે પેલા સિપાઇઓએ મને અધર ઉંચક્યો. મને અધર ઉંચકીને તે લોકો મારા પગ, માથું, છાતી દાબવા માંડયા. મારા હાથમાં મીઠું હતું તે તેમણે ખુંચવી લીધું. પછી તેમણે મારા ખીસ્સામાં મીઠાની પોટલી હતી તે ઝુંટવવા માંડી. પણ મેં બન્ને હાથથી તે દબાવી દીધી. મેં તે પોટલી દબાવી કે મને તે સિપાઇઓએ જમીન ઉપર પટકી દીધો. પછી મારા પગ, છાતી ને માથા ઉપર ૩-૪ સિપાઇ ચડી બેઠા. બે ત્રણ જણા મારી છાતીમાં મુક્કાઓ મારવા માંડયા. એક સિપાઇએ મારા ગળાના કાકડા ફરતી ભીંસ દઇ નખ દીધા. મારાથી રાડ પડાઇ ગઇ. એટલામાં એક બીજા સિપાઇએ સુંવાળી જગ્યાએ હાથ નાખી... જોરથી દાબ્યા. આ દાબથી મારી નસો તણાવા માંડી અને એક બૂમ મારી હું બેશુદ્ધ બની ગયો.

'આ બૂમ પાડયા પછી મારૂં શું થયું તેની મને ખબર ન હતી. હું બેભાન થયો ત્યાર પછી લગભગ ૨ાા-૩ કલાકે મારી આંખ ઉઘડી ત્યારે હું ધોલેરાના દવાખાનામાં ... ખાટલા ઉપર પડયો હતો. મારી પાસે નટવરલાલ શાહ અને સોમગર વગેરે ભાઇઓ બેઠા હતા. તેમને મેં પૂછ્યું: 'મારી મીઠાની પોટલી કયાં?' એટલે મારી પાસે બેઠેલા પૈકીના ભાઇઓ બોલી ઉઠયા: 'તમારી તબીયત સારી નથી. તમે સૂતા રહો. મીઠાની પોટલી અહીંયા જ છે.' આ ભાઇઓના કહેવાથી હું સૂતો રહ્યો.

'આ લખાવું છું ત્યારે સાંજના ૬નો સમય થયો હશે, ત્યારે પણ મારૂં માથું ભમે છે, છાતી ભીંસાય છે, ગળામાં દૂધ અને પાણી સિવાય કાંઇ ઉતરતું નથી, ઉભા રહી શકાતું નથી.........'

(૨)

## દાક્તરોનો અભિપ્રાય

**ધંધુકાના દા. પોપટલાલ આણંદજીવાળા તથા અમદાવાદના દા. જયસુખલાલ ખારા એમ. બી. બી. એસ.** એ બન્ને ભાઇઓએ સાથે ભાઇ અંબાલાલને તપાસી પોતાનો જે અભિપ્રાય આપ્યો છે તે આ પ્રમાણે છે :

'અંબાલાલ દાજીભાઇ શુકલ નામના ૨૨ વરસની ઉમરના દરદીની વૈદ્યકીય તપાસણી કરવાની અમને વિનતિ કરવામાં આવવાથી અમે તેમને તપાસ્યા. આ ભાઇ ધોલેરાના દવાખાનામાં ઇન-ડોર પેશન્ટ છે. તપાસને પરિણામે રોગીના શરીર પર ઇજાઓ જણાઇ છે :

(૧) ગળાના આગલા ભાગમાં ને બન્ને બાજુએ મળીને એકંદરે નવ ઉઝરડા,

(૨) ગળા ઉપર જ્યાં જ્યાં ઉઝરડા થયા છે તે ભાગ સૂજી ગયો છે.

(૩) શરીરના બીજા ભાગો ઉપર પણ નાની નાની ઇજાઓ થઇ છે.

દરદી છાતીમાં ડાબી બાજુએ દુખતું હોવાની ફરિયાદ કરે છે, ખાસ કરીને ઉધરસ ખાતી વખતે દુખાવો વધારે જણાય છે. ગળાના આગળના ભાગમાં દુખાવો, ખાસ કરીને ગળતી વખતે વધારે. અશક્તિ હોવા ઉપરાંત ચક્કર આવવાનું રોગી જણાવે છે.

દરદીને પૂછતાં તેણે જણાવ્યું છે કે તેની છાતી પર મુક્કાએ મારવામાં આવ્યા હતા, ગળું દાબીને એનો શ્વાસ ગુંગળાવી નાખવામાં આવ્યો હતો ને એના વૃષણો દબાવવામાં આવ્યા હતા ને અમે દાક્તરના સત્તાવાર કથનને આધારે જાણીએ છીએ કે આજે સવારે રોગીને હોસ્પીટલમાં લાવવામાં આવ્યો ત્યારે તે બેશુદ્ધ હાલતમાં હતો.

તપાસ પછી અમને જણાયું, બીજી રીતે તો રોગીની શારીરિક પ્રકૃતિ સુદૃઢ છે; ને કોઇ પણ જૂના શારીરિક રોગથી તે પીડાતા ન હતા.

અમારો મત એવો છે કે ગળા ઉપરના ઉઝરડાઓ ઘણે ભાગે રોગીનો શ્વાસ રૂંધી રાખવાનો પ્રયત્ન કરતી વખતે થયેલા છે. અમે માનીએ છીએ કે મનુષ્યના વૃષણ દબાવવાને પરિણામે એ બેશુદ્ધિમાં આવી જાય; અને કદાચ મરણ પણ નિપજે એ સંભવિત છે.'

(૩)

## સોટીના માર

**ત્રીકમલાલ મણીલાલ દોશી :** '...તા. ૯–૫–૩૦ની સાંજની ૭–૨૦ની વઢવાણ કેમ્પથી આવતી ફાસ્ટમાં હું અને મારા કેટલાક મિત્રો બિનજકાતી મીઠું લઇને રાણપુર સ્ટેશને ઉતરેલા. અમે બધા મીઠાની કોથળીઓ લઇને સ્ટેશનમાંથી નીકળી રાણપુર ગામમાં આવવા નીકળ્યા. વીટલ એન્ડ કું.ના જીન નજદીક, જ્યાં કસ્ટમ ખાતાના સિપાઇઓ રહે છે, તે કોટડીઓ આગળની સડક ઉપર અમે આવી પહોંચ્યા. તેવામાં એક સિપાઇ બંદૂક લઇને અમારા માર્ગની વચ્ચે ઉભેલો; તેમજ એક બીજો સિપાઇ હાથમાં સોટી ફેરવતો સામે આવ્યો. તેણે અમને રોક્યા. હું ઉભો રહ્યો. પછી તો સ્ટેશનમાંથી ઉતારૂઓ તથા ગામમાંથી લોકોનું એક ટોળું અમારી આસપાસ આવી લાગ્યું. આ અરસામાં તો પેલા સિપાઇઓએ અમારી પાસેનું મીઠું ઝુંટવવા માંડ્યું. મીઠું ઝુંટાવતી

વખતે ૪થી ૫ સિપાઇઓ થઇ ગયેલા. મારી આગળ મીઠાની થેલી હતી તે હું છોડતો ન હતો. મેં તો તેમની ઝપાઝપી વચ્ચે થઇને પણ ચાલવા માંડયું. હું પી. ડબલ્યુ.ના મકાન સુધી આવી પહોંચ્યો. તેવામાં બે સિપાઇઓ જેમાંના એકે યે ડ્રેસ પહેર્યો ન હતો-સાદા પોષાકમાં હતા, તેમણે મને પકડયો અને તેમાંના ઉઘાડા માથાવાળાએ, માત્ર ચડ્ડી ને પહેરણ પહેરેલા એક જુવાન સિપાઇએ મને સોટીથી ફટકાવવા માંડયો. તેણે મને ૨૦થી ૨૫ સોટી મારી હશે. પછી તે બન્નેએ મારી ડોક ઝાલીને દબાવી તથા સાથળનાં મૂળ દબાવી મને પાછો તેની કોટડી સુધી આણ્યો. ત્યાં તેણે ખૂબ ઠોંસા ને ધબ્બા માર્યા. આમ તે માર મારતા હતા. વચ્ચે વચ્ચે માણસોનું ટોળું મારી આજુબાજુ ફરી વળતુ હતું. તેને પેલો જુવાન માણસ સોટી ફટકાવી લેતો હતો. આમ ધમાલ ચાલતી હતી તેવામાં મને બહુ માર પડયો તેથી હું બેભાન બની પડી ગયો.'

(૪)

### ગુહ્યભાગ દબાવ્યા

**સૈનિક કન્તિલાલ મણિલાલ દેશાઇએ સરદાર પાસે નીચે મુજબ કેફીયત નોંધાવી છે :**

'આજ રોજ-તા. ૧૧-૪-૩૦ની-સવારે ૯ાા વાગ્યે હું મારા નાયક શાહ ચુનીલાલ હરકૃષ્ણદાસની ટુકડી સાથે મીઠાવેરાના ભંગ કરવા રાહા-તળાવ તરફ જવા ઉપડી ગયો હતો. ત્યાં સવિનય ભંગ કરી પાછા ફરતાં મને ભીમતળાવ ઉપર મી. બેગ તથા તેના સિપાઇઓએ પકડયો અને મારા હાથમાંથી મીઠું પડાવવા મારા બંને હાથે બે સિપાઇ વળગ્યા. એકે તો મારો ડાબો હાથ આમળવાની કોશીષ કરી-અર્ધો હાથ આમળ્યો; પણ મારા અતિશય બળને અંગે તેઓ મારો હાથ સંપૂર્ણપણે આમળ-વામાં સફળ થયા નહિ. છેવટે તેમણે મને નીચે પાડી દીધો.

તેમ કરતાં પણ મીઠું ન છૂટવાથી **તેઓએ નીચે બેસી મારા શરીરના ગુહ્ય ભાગ ઉપર સખ્ત ઢીંચણ દબાવ્યો.** પણ તે વખતે મેં મારૂં પાસું ઉલટું કરી નાખ્યું. તેમ છતાં પણ તેઓ ન ફાવતાં, મારા જમણા હાથનો અંગુઠો સખ્ત આમળવાથી આખરે ૧૫ મિનિટે મારો હાથ છૂટી ગયો. ત્યાર બાદ તેઓએ મને ત્યાંથી મુક્ત કર્યો હતો.'

(૫)

### સરદારના માથા પર ફટકા

**ધોલેરા સત્યાગ્રહના સરદાર શ્રી. ભીમજી હરજીવન સુશીલ** પોતાની કેફીયતમાં જણાવે છે :

'તા. ૨૯મી મે ૧૯૩૦ના ગુરૂવારના રોજ સાંજે ફાસ્ટ વખતે રાણપુરના સ્ટેશને હું ગયો હતો. ગાડી આવીને ઉભી ન ઉભી. હું જ્યાં ઉભો હતો. ત્યાંથી બે ડગલાં આગળ ગાડીનું બારણું ઉઘડયું. અને ઝપાઝપ મીઠાની થેલીઓની આપ–લે ચાલી રહી. જેવી એક બે થેલીઓ નીચે જમીન ઉપર પડી અને સૈનિકો તે લેવા નીચે નમ્યા, કે તરત જ કંઇ જ જોયા વિના, ૧૦–૧૫ જેટલા સિપાઇઓ લાઠીઓનો વરસાદ વરસાવવા લાગ્યા. મને થયું કે આ સિપાઇઓ પોતાની ફરજ ચૂકયા છે. હું તેમને સમજાવવા એક પગલું આગળ વધ્યો. એટલામાં તો એક લાકડી મારા જમણા હાથ ઉપર પડી. મેં તેની દરકાર ન કરી. પેલા નીચે પડેલા ત્રણ ભાઇઓ મીઠાની થેલીઓને પેટ સાથે દબાવી માથું નીચે રાખી ઉંધા પડયા હતા; અને જાણે કે રૂ ઝુડાતું હોય તેમ તેમના ઉપર લાઠીઓનો પ્રહાર પડતો હતો. મને થયું કે આ ત્રણે સૈનિકો ઉપર જે નિર્દયતાથી લાઠીઓ પડી રહી છે, તે જોતાં તો કદાચ આ સૈનિકો અહીંથી જીવતા ઉભા જ નહિ થઇ શકે. મારૂં હૃદય વલોવાઇ જતું હતું. હું માંડમાડ સિપાઇઓની પાસે પહોંચ્યો તેટલામાં તો મારા માથા ઉપર એક સખ્ત ફટકો પડયો; અને મારી આંખે તમ્મર આવ્યાં.

'મને ત્યાંને ત્યાં બેસી જવાનું મન થયું, પણ આસપાસ લાકડીઓ એટલા વેગથી સમણાતી હતી કે કયાં જવું અને શી રીતે બેસવું એનો નિર્ણય ન કરી શકયો. પછી ગાડીનું બારણું ખોલી તેમાં જ હું બેસી ગયો. કેડમાં મને સખત વેદના ઉપડી. આંખો બંધ કરી એકેક ક્ષણ બેઠો એટલામાં મેં મારૂં પહેરણ લોહીથી ભીંજાતું જોયું. હું જ્યાં બેઠો હતો, ત્યાંથી બિલકુલ પાસે પેલા ત્રણ સૈનિકો પડયા હતા. સિપાઇઓએ એ પડેલા સૈનિકો ઉપર લાકડીઓનો અને બંદૂકના કુંદાઓનો મારો ચાલુ જ રાખ્યો. પાસે જ બધા અમલદારો ઉભા હતા. આમ લગભગ પાએક કલાક પછી તોફાન કાંઇક શમ્યું. મેં ડબ્બામાંથી બહાર આવી જોયું તો મારી જેમ બીજા ૮–૧૦ સૈનિકો ઘવાયેલા પડયા હતા, અને તેમના શરીરના જૂદા જૂદા ભાગમાંથી લોહી ચાલ્યું જતું હતું. કેટલાક બેભાન હતા.'

(૬)

## ભોંય પર પડેલાને માર

**ધોલેરા સત્યાગ્રહ–સંગ્રામના આગલા સરદાર શ્રી. મણિશંકર ત્રિવેદી** પોતાની કેફિયતમાં જણાવે છે :

'તા. ૨૯મીએ સાંજે ગાડી વખતે પોલીસ કોઇ અકળ ચૂપકીદી સેવી રહી હતી. ટ્રેન આવી ન આવી, ઉભી ન ઉભી, મીઠું ઉતર્યું એ પહેલાં જ,

એકાએક અચાનક, કશી યે ચેતવણી કે સૂચના આપ્યા વિના પોલિસોએ લાઠીઓ વતી સૈનિકો પર હુમલો કર્યો અને સૈનિકોને જખ્મી કરી નીચે પાડવા માંડયા–જાણે આજે સૈનિકોને મારવાનો જ ઘરેથી નિશ્ચય કરીને આવ્યા હોય તેમ. ભાઇ શ્રી. કકલભાઇ કોઠારી તથા હરગોવિન્દ પંડયા જેઓ પ્રેસ રીપોર્ટર તરીકે આવ્યા હતા અને દૂર રહી તે બધું નજરે નિહાળતા હતા, તેમને પણ પોલીસની લાઠીઓના ભોગ થવું પડયું છે.

'મારી નજદીકમાં સૈનિક શિવજી કરમશી મોદ્દી ઉપર એ પોલિસે લાઠીથી હુમલો કર્યો. તે ભાઇ પડતા પડતા મારી તરફ લથડીયાં ખાતા આવ્યા. તેને ઝીલી લેવા હું તેમની તરફ વધ્યો. એવામાં એક પોલીસે ઉંધી બંદુક મને મારવા મારા પર તોળી–ઉગામી. પણ તે મને નહિ વાગતા સૈનિક શિવજીના માથામાં પડી. તેને લોહી વહેવા માંડયું. મેં ભાઇ શિવજીને મારા ગોઠણ પર સુવાડી, મારી શાલ તેના માથા પર બાંધી અને જે જગ્યાએથી લોહીની સેર ફૂટતી હતી ત્યાં જોરથી હાથ દબાવી રાખ્યો. ભાઇ શિવજીના માથામાંથી નીકળતા લોહીથી મારી શાલ લગભગ અરધી ભીંજાઇ ગઇ. વધુ ભયંકર ઘટના તો એ બની કે ભાઇ શિવજી ઘાયલ થઇ ઢળી પડયા હતા તે વખતે પણ પોલીસે તેના પર લાઠીઓના ફટકા માર્યા. .. ...આજ પ્રમાણે પોલીસોએ લગભગ ૩૦ જેટલા સૈનિકોને વધતા ઓછા પ્રમાણમાં ઘાયલ કર્યા. આ દૃશ્ય કઠણમાં કઠણ હૃદયને પણ પીગળાવે તેવું હતું અને જોનારના હૃદયમાં અત્યારની બ્રિટિશ સલ્તનતના નાશ માટે છેલ્લી તીવ્રમાં તીવ્ર લાગણી ઉપજાવે તેવું હતું.

(૭)

## પકડી રાખીને લાઠીઓ ચલાવી

**રાણપુર છાવણીના સરસૂબા શ્રી. લક્ષ્મીદાસ દાણીની** કેફીયતમાંથી: 'ગાડી પ્લેટફોર્મમાં આવી અને હજી અટકી નહોતી, ત્યાંજ પોલીસોએ લાઠીનો મારો શરૂ કર્યો. ગાડી અટકી એટલે અંદરથી મીઠાની કોથળી જે પડી હતી તે સાચવવા હું જતો હતો ત્યાં મારા ઉપર પોલીસોએ લાઠીનો જોરથી હુમલો કર્યો. ...હું મીઠાની કોથળીને અડકાવવા જતો હતો, ત્યાં મી. ફ્લેચરે મને પકડી રાખ્યો અને ચાર પાંચ પોલીસોથી મને ઘેરી લેવામાં આવ્યો અને લાઠીનો માર શરૂ થયો. મારા માથામાં, વાંસામાં, છાતીમાં તથા આંખની ઉપરના ભાગમાં લાઠીઓ વાગી છે. મારી આંખની ઉપરના ભાગમાં લોહી નીકળ્યું હતું–પ્રભુ કૃપાથી મારી આંખ બચી ગઇ. આટલાથી આ લાઠીના પ્રહાર બંધ રહ્યા નહોતા.

મને પકડીને મી. ફ્લેચર ધક્કા મારતા મારતા સ્ટેશનના દરવાજા સુધી લઇ ગયા અને બળજબરીથી ખેંચીને મી. ફ્લેચરે મને બહાર નાખી દીધો.'

(૮)

## 'સૌરાષ્ટ્ર'ના ઉપતંત્રી ઉપર હુમલો

**'સૌરાષ્ટ્ર'ના ઉપ-તંત્રી શ્રી. કકલભાઈ કોઠારી જણાવે છે કે:** 'તા. ૨૯–૫–૩૦ના ગુરૂવારની સાંજે રાણપુર સ્ટેશનમાં સત્યાગ્રહીઓ અને પોલીસ વચ્ચે દેવાસુર-સંગ્રામ મંડાયો ત્યારે હું સંગ્રામના સ્થાનથી ત્રીશેક કદમ દૂર ઉભો હતો. ત્યાંથી મેં જોયું તો, હજી ગાડી સ્ટેશનમાં ઉભી ન રહી ત્યાં તો પોલીસે સત્યાગ્રહીઓ દેખાયા તે ડબ્બા ઉપર એકાએક લાઠીથી હુમલો કર્યો અને સૈનિકોને નિર્દયતાપૂર્વક જખ્મી અને બેભાન કરવા માંડયા. બીજી પાસ પોલીસનાં પાંચ–છ માણસો આજુ-બાજુમાં ફરી આસપાસ ઉભેલા ભાઇઓને પણ લાઠીઓ લગાવવા માંડી. મારાથી થોડા નજીક ઉભેલા શ્રી. હરગોવિન્દ પંડયા ઉપર પડતી લાઠી મેં જોઇ. તેની જ પાસે ભાઇ ત્રિકમલાલ દોશીની છાતીમાં ઉપર ઉપર બંદુકના કુંદા મરાતા મેં જોયા. અને પ્લેટફોર્મની વાડની બીજી બાજુ ઉભેલાં પ્રેક્ષકોને એ વાડ ઉપરથી ઉછાળી ઉછાળીને લાઠીઓ મરાતી મેં જોઇ.

'આમ મારા સ્થાન ઉપર ઉભો ઉભો હું આ પશુતાનું પ્રદર્શન જોઇ રહ્યો હતો ત્યાં એક પોલીસે મારી પાસે ધસી આવી મારા જમણા પગ ઉપર લાઠી મારી. મેં ચપળતાથી પગ પાછો ખેંચી લીધો, એટલે લાઠીના હલ્લાનું અર્ધું જોર તૂટી ગયું. એવી જ રીતે મારા હાથ ઉપર એક ફટકો અને એક ઠોંસો પડયો. તે મારની હજી ચોવીસ કલાક સુધી અસર છે.'

(૯)

## સ રીપોર્ટરને પણ ન છોડ્યા

**'સૌરાષ્ટ્ર'ના તંત્રી શ્રી. હરગોવિંદ પંડ્યા** પોતાની કેફીયતમાં જણાવે છે: 'તા. ૨૯–૫–૩૦ના રોજ સાંજના પોલીસો તથા સત્યાગ્રહ છાવણીના સૈનિકો સ્ટેશન પર ગયા હતા, તેથી ત્યાં જે બને તેનો અહેવાલ લેવા હું મારા ચાર અખબારી સાથીઓ સાથે સ્ટેશન પર ગયો હતો. ટ્રેન આવી અને નહિ ઉભી રહી હોય, મીઠું આવ્યું કે નહિ આવ્યું તે અમે જોયું પણ નહિ હોય, ત્યાં પોલિસોએ હોહો કરી પ્લેટફોર્મ ઉપરનાં માણસો પર લાઠીઓ વતી હુમલો કર્યો. બે પોલીસો એકદમ મારી પાસે આવ્યા અને મને જમણા હાથના કાંડા ઉપર એક લાકડીનો ઘા જોરથી માર્યો તથા એક ઘા ગોઠણ પર માર્યો. કાંડા ઉપર સોજો આવ્યો. મને માર મારી બન્ને પોલીસો તરત જ ત્રિકમલાલ દોશી તરફ

ગયા, અને તેમને બંદૂકના કુંદા છાતીમાં માર્યાં. ત્રિકમલાલ બેભાન થઇને નીચે પડયા. આ દરમિયાન તેમણે મણીશંકર ત્રિવેદી ઉપર હુમલો કર્યો. પોલીસો તેમને માથામાં બંદુકના કુંદા મારવા ગયા, પણ તે ઘા તેમને નહિ લાગતાં લીંબડીવાળા શિવજી મોદીને વાગ્યો. આ પ્રમાણે મારી આસપાસ ચાલતું હતું, ત્યાં મને ચક્કર આવવાથી હું પડી ગયો. હું શુદ્ધિમાં આવ્યો ત્યારે મેં જોયું કે મારી પાસે લોહી નીતરતે શરીરે ભીમજીભાઇ ઉભા હતા.

'હું 'સૌરાષ્ટ્ર'નો રીપોટર છું' એ મી. નીલ, શેખ, બેગ પઠાણ વગેરે અમલદારો મહિનાઓથી જાણે છે; પોલીસો પણ જાણે છે, અને હું કોઇ દિવસ મીઠું લેવાના કામમાં ભાગ લેતો નથી, પરંતુ 'સૌરાષ્ટ્ર'ના રીપોર્ટર તરીકે રીપોર્ટ લેવા જ આવું છું એ જાણે છે, જુએ છે અને રીપોર્ટ સંબંધે તેઓ મારી સાથે વાતચીત પણ કરે છે, છતાં પણ મને લાઠીઓનો માર પડયો; એ જાણી જોઇને, ઇરાદાપૂર્વક, 'સૌરાષ્ટ્ર'ના રીપોર્ટર તરીકે જ માર પડયો છે; મી. નીલની આંખો સામે જ પડયો છે.'

(૧૦)

## પાણી પાવાની પણ મનાઇ

**શ્રી. દમયંતીબહેન ઝવેરચંદ મેઘાણીની** કેફીયતમાંથી: '...એક સૈનિક ડબામાંથી ઉતર્યો, બીજું તો હજી ડબામાં જ હતું ત્યાં પોલીસે આવી તેના પર લાઠી ચલાવી. તે સૈનિકનું માથું ફૂટી ગયું. આ જ પ્રમાણે જે જે સૈનિકો ઉતર્યા અથવા જે જે સૈનિકો પોલીસે સ્ટેશનમાં ઉભેલા જોયા તે તે ઉપર કશી જ દયા વિના નિર્દયતાપૂર્વક લાઠી ચલાવી ઘાયલ કર્યા. પોલીસોએ માર મારતી વખતે નથી સૈનિકો જોયા, નથી ઉતારૂઓ જોયા કે નથી બહેનોની દરકાર રાખી, માત્ર બોરડી ઝુડે તેમ ઝુડયા છે....અમે નીચે પડી ગયેલા સૈનિકોને પાણી પાવાં ગયાં, ત્યાં મી. પઠાણે મને અટકાવી, અને કહ્યું કે 'તમારા સૈનિકો ગોળી ખાવા તૈયાર થયા છે, ત્યારે આટલું વાગ્યું છે તેમાં પાણીની શી જરૂર છે માટે પાણી પાવા દેવામાં નહિ આવે.'

(૧૧)

## નિર્દોષ સ્ત્રીના વાળ ખેંચ્યા

બાઇ કેસર ભવાન નામના એક ૪૦ વર્ષનાં બાઇ કે જે કામ પ્રસંગે સ્ટેશન ઉપર આવેલાં હતાં, તેમના ઉપર થયેલા પોલીસના અત્યાચારની હકીકત તે પોતાની કેફીયતમાં નીચે મુજબ જણાવે છે.

'મારા ભાઇના નાના છોકરાને તાવ આવતો હોવાથી તા. ૨૯–૫–૩૦ના રોજ ગુરૂવારે સાંજની ગાડી વખતે બરફ લેવા હું સ્ટેશને ગઇ હતી. ગઇ ત્યારે સ્ટેશન ઉપર પોલીસો હાર કરી ઉભા હતા. મારા ભાઇના મોટા છોકરાને લઇ હું સ્ટેશનની ઓસરીમાં ઉભી હતી. પછી મારા વાળ ઝાલી પોલીસે મને પાછો હડસેલો માર્યો....માથાના વાળ ઝાલી ખેંચ્યા હોવાથી તરત મને માથામાં દુઃખતું હતું. હું સ્ટેશનમાંથી નીકળી ત્યારે પણ પોલીસો લાકડીઓ અને બંદુકના કુંદાનો મારો ચલાવતા હતા. કેટલાક ભાઇઓના માથામાંથી લોહી વહેતું હતું.'

(૬૨)

## ઉતારૂને પણ માર્યા

સામાન્ય ઉતારૂ તરીકે લીંબડીથી પાછા ફરતા રાણપુરના પ્રતિષ્ઠિત વેપારી **શ્રી. નારણદાસ કરસનદાસની કેફીયતમાંથી**: 'ગઇ તા. ૨૯–૫–૩૦ ના રોજ સાંજની ફાસ્ટ ગાડીમાં હું લીંબડીથી રાણપુર આવતો હતો. હું વેપારી છું અને વેપારના કામ પ્રસંગે લીંબડી ગયો હતો. મારા સામાન સાથે આ સ્થિતિમાં હું સ્ટેશનના દરવાજા તરફ ચાલ્યો. મારા માથા પરની પાઘડી તથા ખેસ અને બીજો પોષાક જોઇને તેમ જ મારો સામાન જોઇને હું સત્યાગ્રહી નથી, એમ કોઇ પણ જોઇ શકે તેવું હતું. છતાં, હું દરવાજા પાસે પહોંચું ત્યાં કસ્ટમના હવાલદારે મને પણ સોટીઓ મારવા માંડી; મને ત્રણેક સોટીઓ પડી. એટલે હું પાછો ફર્યો અને બીજી બાજુ થઇ ટિકિટ આપ્યા વિના બીજે છેડેથી ચાલ્યો ગયો. એમ ન કર્યું હોત તો મને વધુ માર પડત.

'એક વાત તો ભૂલી ન ભૂલાય તેવી છે. રાણપુર છાવણીના સરસુબા લક્ષ્મીદાસ દાણી નામના સ્વયંસેવકને મી. ફ્લેચરે પકડી રાખ્યા હતા અને ચાર પાંચ સિપાઇઓ તેમને મારતા હતા. મી. ફ્લેચર 'પોલીસ લગાવો' એમ બોલતા હતા એ મેં મારા કાને સાંભળ્યું છે.'

(૬૩)

## સંગીનોનો ઉપયોગ

**સૈનિક શાન્તિલાલ દુર્લભજી ઝવેરીની** કેફીયતમાંથી: '...કોથળી લઇ દરવાજા તરફ ચાલ્યો, ત્યાં એક પોલીસે કોથળી ઝુંટવી લીધી. કોથળી ઝુંટવી લીધા પછી મારી પાસે મીઠું નહિ હોવા છતાં મને કાંઇ પૂછપરછ કર્યા સિવાય મારા જમણા હાથની કોણી ઉપરના ભાગમાં એક લાકડી મારી. **તરત જ પાછળથી પોલીસ તરફથી અણીદાર હથિયાર ભોંકવામાં આવ્યું**. તે મને લાગ્યું. મારી નજીક સૈનિક જેરામભાઇ

તથા પ્રેક્ષક તરીકે આવેલા 'સૌરાષ્ટ્ર' પ્રેસવાળા શાન્તિલાલ લાલચંદ ઉભા હતા, તેમણે કહ્યું કે 'સંગીનથી તમને મારવામાં આવ્યા.' માથામાં હાથ લગાડયો, ત્યાં લોહી વહેતું દેખાયું. આખો હાથ લોહીથી ખરડાઇ ગયો. ખમીસ અને બાંડીયું પણ લોહીથી ખરડાયું. તરત જ જેરામભાઇ અને શાન્તિલાલ મને બહાર લઇ ગયા. પછી મને ખાટલામાં સુવાડી દવાખાને લાવ્યા. ત્યાં સરકારી દાક્તરે મને પાટો બાંધ્યો.'

(૧૪)

## રાણપુરના અત્યાચાર વિષે દાકતરી અભિપ્રાય

રાણપુરની સત્યાગ્રહ છાવણીમાં તા. ૨૯ મીના ગુરૂવારે સાંજે ઇજા પામેલા ૩૦ સૈનિકોને અમે તપાસ્યા છે. અમારી તપાસનું વિગતવાર પરિણામ આ નીચે આપીએ છીએ :

સૈનિકોને થયેલી ઇજાનું વર્ગીકરણ નીચે પ્રમાણે કરી શકાય : (૧) માથાની ખોપરી પર પડેલા ઘા, (૨) છાતી ને પીઠ પર પડેલો મૂંઢ માર ને હાથ પગ તથા બીજે સ્થળે થયેલી ઇજા અને ઉઝરડા, (૩) ગુહ્ય અવયવો પર પડેલો માર.

### (૧) માથાની ખોપરીના જખ્મો

૩૦ ભાઇઓમાંથી ૭ ભાઇઓને માથાની ખોપરી પર લોહી નીગળતા જખ્મો થયા છે. એમાં **સરદાર શ્રી. ભીમજીભાઇ સુશીલને** માથા ઉપર લગભગ બે ઇંચ લાંબો, દોઢ ઇંચ પહોળો ને પા ઇંચ ઉંડો જખ્મ થયો છે. ઉપરાંત જમણી ભુજા પર બે ઇંચ લાંબા ને અરધો ઇંચ પહોળા એવા બે લાઠીના સોળ પડ્યા છે. **શિવજીભાઇ મોદીને** ખોપરી ઉપર જમણી બાજુએ ૨"×૧" લાંબો પહોળો જખ્મ થયો છે. શ્રી. મોદીને રક્તસ્રાવ એટલો બધો થયો હતો કે તેમની ઓઢવાની ચાદર લોહીથી તરબોળ થઇ ગઇ હતી. અતિશય રક્તસ્રાવને પરિણામે રાતે એમને ખૂબ નબળાઇ રહી હતી. આ ભાઇને માથાની ખોપરી ઉપરાંત ડાબું ઘુંટણ, ડાબા પગનો અંગુઠો, જમણા પગનું કાંડું, વગેરે સ્થળે પણ જખ્મો થયા છે. **વાડાસિનોરવાળા ભાઇ ઓચ્છવલાલ મગનલાલને** માથાના આગલા ભાગમાં ૧$\frac{૧}{૪}$"×$\frac{૧}{૪}$" ઇંચ લાંબોપહોળો જખ્મ થયો છે. સૈનિક મોહન નથુ, જયંતિલાલ નરભેરામ, શાન્તિલાલ દુર્લભજી ઝવેરી, ને પુરૂષોત્તમ શિવદાસ ઠક્કરને પણ માથા ઉપર જખ્મો થયા છે.

### (૨) છાતી, પીઠ વગેરે અવયવો પર માર

૩૦માંથી ૧૩ સૈનિકોને છાતી, પીઠ, પેડુ ને કમર ઉપર બન્દુકના કુન્દા ને લાઠીના ફટકા પડયા છે. તેમાંથી મોટા ભાગને રાતા ગલ જેવા સોળ ઉઠ્યા છે. **ભાઈ પુરૂષોત્તમ શિવદાસ ઠક્કરને** પીઠ ઉપર જમણી બાજુએ ૬ ઈંચ લાંબો અને ½ ઈંચ પહોળો સોળ છે. એને જમણા ખભામાં સખ્ત દર્દ થાય છે. શ્રી. **લક્ષ્મીદાસ દાણીને** ડાબી આંખની ભ્રમર ઉપર ½×½ ઈંચ લાંબો–પહોળો જખમ થયો છે. **લીંબડીના એક અંત્યજ ભાઈ જેઠા માવજી-ને** છાતીમાં હૃદય-પ્રદેશ ઉપર સખ્ત દુખાવો છે ને ૨"×૧" ઈંચ લાંબો પહોળો સોળ છે. **અમદાવાદવાળા ચન્દુલાલ સાકરચંદને** પીઠ ઉપર પાંચ ઉઝરડા થયા થયા છે; ગરદન સૂઝી ગઇ છે, દર્દ થાય છે. છાતી પીઠ, સાથળ ને પગમાં દુખાવો છે. ગાલના હાડકા ઉપર ૧/૨"×૧/૪" ઈંચ લાંબોપહોળો જખ્મ. **મોરબીવાળા સૈનિક શ્રી. કાકુભાઇ વલ્લભ-ભાઇ** મારથી લગભગ બેહોશ બની ગયા હતા. એમને ૯–૧૦ ઉલટીઓ થઇ હતી. છાતીની જમણી બાજુએ ઘણો દુઃખાવો છે. માર પડયો તે રાત્રે તેમને મૂત્રનો અવરોધ થઇ ગયેલો. એટલે નળી નાખીને પેશાબ કરાવવાની જરૂર પડેલી. તા. ૨૯મીની આખી રાત એ ભાઇ અસ્વસ્થ હાલતમાં હતા. ૩૦મીએ સવારે એમની તબીયત કાંઇક સુધરતી જતી હતી. **લીંબડીવાળા બીજા એક સૈનિક ત્રિકમલાલ મણિલાલ દોશીની** હાલત ખૂબ ગંભીર હતી. ભાઇ દોશીના કહેવા પ્રમાણે તેમને છાતી, પડખાં ને વાંસામાં બન્દુકના કુન્દા ને લાઠીનો સખ્ત માર પડયો હતો. એ સ્થળે એમને સખ્ત દુઃખાવો હતો. શ્વાસ પણ મુશ્કેલીથી લઇ શકતા હતા. સાંજના સાડા સાત વાગ્યાથી રાતના અગીયાર વાગ્યા સુધી આ ભાઇ અર્ધ-બેભાન અવસ્થામાં હતા. એમની નાડીના ધબકારા બરાબર ન હતા: દર ચોથે ધબકારે એક ધબકારો બંધ પડી જતો હતો. ને એમનું શરીર પણ ઠંડુ પડી જતું હોવાથી શેક કરવાની જરૂર પડી હતી. **રાજકોટના ડેવીડ સેમ્યુઅલ હીંગીન્સ** નામના એક ખ્રીસ્તી ભાઇને લાઠીના મારના પરિણામે જમણા સાથળ ઉપર ૫"×૧/૨" ઈંચ લાંબીપહોળી એવી બે લોળ ઉઠી છે. ડાબા સાથળ ઉપર ૪ ઉઝરડા છે.એમના ડાબા પગના અંગુ-ઠામાંથી લોહી નીકળતું હતું. આ ભાઇને પેડુમાં બન્દુકના કુન્દાનો માર પડયો હોવાથી એ સ્થળે દુખાવો છે. વાંસામાં ડાબી બાજુએ ત્રણ ચાર લોળ ઉઠી છે. **વાલચંદ તલકશી, મૂળશંકર જટાશંકર, મનસુખ-લાલ રામશંકર, જમાલ નૂરમહમદ, દુર્ગાશંકર ચુનીલાલ, ને જગ-જીવન કેશવલાલને** પણ છાતી, પેડુ, પીઠ ને હાથપગ પર ઇજા થઇ છે.

## (૩) ગુહ્ય અવયવો ઉપર પડેલો માર

પાંચ સૈનિકો ગુહ્ય અવયવોની ઇજાથી પીડાય છે **મોરબીવાળા સૈનિક ભાઇ ઠાકુભાઇને** બંને વૃષણમાં સખ્ત સોજો ને દુઃખાવો છે. એમને સોજાને પરિણામે પેશાબ બંધ થવાથી નળી મૂકાવ પડ્યા બાદ કસ- વવાની જરૂર પડી હતી. એ ઉપરાંત **ભાવનગરના વલી નથુ** નામે મુસલમાન ભાઇને પણ બંને વૃષણ ઉપર સોજો આવી ગયો છે. બંને વૃષણના દુખાવા ઉપરાંત બંને સાથોળ પણ દુખે છે. **જેઠા માવજી** નામે અંત્યજ ભાઇને પણ વૃષણનો દુખાવો હતો. **અમૃતલાલ માનસિંગ** નામે સૈનિકને વૃષણ પર માર પડવાથી દુખે છે. **ભાઇ હીગીન્સનને** પણ બૂટની લાત લાગવાથી પેડુમાં દુખાવો છે.

બાકોના સૈનિકોને એક કે બીજા સ્થળે ઉઝરડા, ઢીમણાં વગેરે થયું છે. સૈનિકો ઉપરાંત ગામનાં કેટલાંક લોકોને માર પડયાનું કહેવામાં આવે છે. એમાંથી એક ભાઇ **લીંબડીવાળા દુર્ગાશંકર ચુનીલાલ** રાણપુરની સરકારી ઇસ્પીતાલમાં હોવાથી અમે તેમને તપાસ્યા છે. તેમને જમણા કાંડા ઉપર ઉઝરડો છે. છાતીમાં બંને બાજુએ ને પીઠમાં દુખાવો છે. આ ઉપરાંત રેલ્વેનાં કેટલાંક ઉતારૂઓને પણ માર પડયાનું કહેવામાં આવે છે. એમાંથી **શ્રી. ખુશાલ કાળીદાસ** ઇસ્પીતાલમાં આવ્યા હતા. આ ભાઇને જમણા હાથની હથેળીમાં માર પડવાથી સોજો ને દુખાવો છે.

આ બધા સૈનિકોની સારવાર કરતાં, પાટા બાંધતા અમને રાતના બે વાગી ગયા. બીજે દિવસે સવારે ફરીથી એ બધા સૈનિકોને અમે તપાસ્યા છે. આજે એમાંના કોઇ પણ સૈનિકની તબીયત વધારે ચિન્તા- જનક નથી; પરંતુ દરેક સૈનિકના પર ગઇ કાલના મારની ઉંડી અસર હજી જોવામાં આવે છે.

તા. ૩૦-૫-૩૦ — **ડૉ. પોપટલાલ સંઘવી**
**રાણપુર** — **ડૉ. સાકરલાલ યાજ્ઞિક**

(૧૫)

## ઇસ્પીતાલનું 'કરૂણ દશ્ય'

અમદાવાદના શારદા મંદિરના સ્થાપિકા બહેન શ્રી. સવિતા બહેન ત્રિવેદી, જે ધંધુકાના ખાદી–થાણામાં શ્રી. નવનીતલાલ ચોકસીની સાથે રચનાત્મક કાર્ય કરી રહ્યા છે, તે ગુરૂવારે રાત્રે ધંધુકાથી રાણપુર આવેલાં અને સૈનિકો જખમી થયાના ખબર પડતાં જ તેમણે ઇજા પામેલા સૈનિ- કોની પથારી આગળ ફર્યાં પછી નીચેનું નિવેદન લખી આપ્યું છે:

'હું આજે રાત્રે નવ વાગ્યે ધંધુકાથી વઢવાણ જવા માટે મોટર રસ્તે રાણપુર પહોંચ્યો અને સાંભળ્યું કે સત્યાગ્રહ છાવણીના સૈનિકોને સ્ટેશન પર પોલીસે ખૂબ માર્યા છે. હું તુર્ત જ હોસ્પીટલે ગઇ, તો કેટલાયે સૈનિકોને કષ્ટાતા મેં જોયા. સરદાર ભીમજીભાઇના માથામાં ઘા વાગ્યો છે, અને લોહીની ફુટ એટલી બધી થઇ છે કે તેમનું પહેરણ અને ટોપી લોહીથી ખરડાઇ ગયાં છે. સૈનિક ત્રિકમલાલ અને તેની સાથેના બે ચાર સૈનિકોને મેં કેવળ બેભાન સ્થિતિમાં જોયા. બે સૈનિકોને ખૂબ મૂંઢ માર માર્યો છે, અને બીજા દસેક તો લોહીવાળા બન્યા છે. હોસ્પીટલનું દૃશ્ય અતિ કરૂણ હતું, હોસ્પીટલમાં પેસતાં જ અદ્દભુત શાન્તિથી મૂંગા મૂંગા પીડા સહી રહેલા સૈનિકોના ખાટલાઓની હારનું દૃશ્ય ખરેખર દિલ ભેદતુ હતું.'

(૧૬)

## પોલીસ 'કેવળ જંગલી'

**વીરમગામ સત્યાગ્રહ છાવણીના સરદાર**—ભાવનગર દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવનના નિયામક—શ્રી. નૃસિંહપ્રસાદ ભટ્ટે તા. ૩૦મીના રોજ સવારે ઘાયલ સૈનિકોને નિહાળી નીચેનું નિવેદન લખી આપ્યું છે:

'હું આજે સવારે ખાસ કામ માટે રાણપુર આવ્યો, ત્યાં માર વાગેલા તેમજ ઘાયલ થયેલા સૈનિકોને મેં હોસ્પીટલમાં જોયા. આ ઘણાખરા સૈનિકો અત્યારે બાર કલાક વિત્યા પછી જે સ્થિતિમાં છે તે પરથી કોઇ પણ માણસ કહી શકે છે કે પોલીસોએ જે અત્યાચાર કર્યો છે તે કેવળ જંગલી ગણાય. પાટડીમાં વીરમગામ છાવણીના સૈનિકોને જે જાતનો માર પડયો છે તેનાથી જરા યે ઉતરતો આ માર નથી. એક સૈનિકનું પેરણ તો લોહીથી છંટાયેલું મેં જોયું છે અને હું જાણું છું કે માથાં પર લાઠી પડે છે ત્યારે માથામાંથી આવા જ લોહીના ફુવારા છૂટે છે.

'પોલીસો આવા અત્યાચારો કરે છે તેથી મને જરા યે આશ્ચર્ય થતું નથી. સરકારને આવા ઉઘાડા સ્વરૂપમાં જાહેર થવા દેવી એ આ લડતનો ઉદ્દેશ છે. એ વધારે નગ્ન સ્વરૂપમાં પ્રકાશે ત્યારે જ આ યુદ્ધનો વિજય છે.'

(૧૭)

## શ્રી. વ્રજલાલ શેઠને માર

**૪થી જુનને બુધવારે સરદાર ભીમજીભાઇ** અને નાથાલાલ શાહને પકડીને ડાક બંગલે લઇ ગયા, ત્યારે સરદારની પાછળ જતા

લોકસમુદાયને શાન્ત રાખવા મથતા શ્રી. અમૃતલાલ શેઠના મોટા ભાઇ શ્રી. વ્રજલાલ શેઠને વીણી કાઢીને તેમના ઉપર પોલીસે લાઠીઓ ચલાવી.

### શ્રી. શેઠનું નિવેદન

'હું મુસાફરી બંગલા તરફ સડકે ચાલ્યો જતો હતો અને લોકોને આગળ વધતાં અટકાવતો હતો......હું નદીના ઢાળ ઉપર ગયો......હું હાથ ઉંચા રાખીને લોકોને શાન્તિ રાખવા સમજાવતો હતો, ત્યાં ચાર પોલીસો દોડતા આવ્યા અને એક પોલીસે બે હાથે ફેરવીને ખૂબ જોરથી મારા માથા ઉપર લાઠી મારી. તુરત જ બીજા ત્રણ પોલીસો મારા માથા ઉપર જ ફટકા મારવા લાગ્યા. ચાર ફટકા પડયા પછી હું અર્ધ-બેભાન બની ભોંય ઉપર તમ્મર ખાઇને પડયો......પછી મારા વાંસા ઉપર ફટકા પડતા મને લાગ્યા. હું બેભાન બની ગયો. હું જ્યારે ભાનમાં આવ્યો ત્યારે મારૂં માથું કોઇના ખોળામાં હતું. પછી મને ખાટલામાં નાખી ગામમાં થઇ દવાખાને લાવ્યા. માથામાંથી ખૂબ લોહી વહ્યું હોવાથી મારી સારવાર કરવામાં આવી. મને તે વખતે ખૂબ દર્દ થતું હતું. જરા પણ ફરી શકાતું નહોતું. છાતીમાં, વાંસામાં અને માથામાં અસહ્ય પીડા થતી હતી. હું બોલી શકતો નહોતો. પેશાબ પણ ઉતરી શકતો નહોતો...... આજે વીશ કલાક પછી થોડી વાર માટે બેઠો થઇ શકું છું. છાતીમાં, વાંસામાં અને માથામાં દરદ જરા યે ઓછું નથી.'

(૧૮)

### શ્રી. વ્રજલાલ શેઠના જખ્મો

**ડૉ. સાકરલાલ યાજ્ઞિક, શ્રી. વ્રજલાલ શેઠને** ૪થી જૂનને રોજ તપાસી નીચે મુજબ જણાવે છે: 'શ્રી વ્રજુભાઇ શેઠને થયેલી ઇજાનું વર્ણન આ પ્રમાણે છે : (૧) માથામાં જમણા લમણા ઉપર આગળના ભાગમાં બે ઇંચ લાંબો ને પા ઇંચ પહોળો એવો જખ્મ છે. આ જખ્મ હાડકા સુધી ઉંડો છે. આ જખ્મમાંથી ખૂબ રક્તસ્ત્રાવ થયેલો છે; નદી ઉપરથી દવાખાને લાવતાં પહેરણ અને ટુવાલ લોહીથી ભીંજાઇ ગયાં હતાં. (૨) ડાબી ભુજા ઉપર બે ઇંચ લાંબો ને અરધો ઇંચ પહોળો સોળ, (૩) જમણા હાથ ઉપર ચાર ઇંચ લાંબો ને દોઢ ઇંચ પહોળો સોળ, પીઠ ઉપર જમણી બાજુએ ત્રાંસો છ ઇંચ લાંબો ને સવા ચાર ઇંચ પહોળો એવો રક્તબંબાળ સોળ, (૫) ડાબા ખભા ઉપર એક મોટા લીંબુ જેવડું ઢીમણું છે, (૬) જમણી બાજુએ કમર અને સાથળના સંધિ-પ્રદેશમાં એક આઠ ઇંચ લાંબો ને

એ ઇંચ પહોળો એવો એક રાતો ગલ જેવો સોળ, ઉપરાંત કોણી ઉપર એક મોટો ઉઝરડો છે. આ સર્વ સ્થળે સોજો છે....શ્રી. શેઠને ખૂબ નબળાઇ આવી ગઇ હતી. ને દવાખાનામાં ઉત્તેજક દવાઓ આપવી પડતી. ત્યારપછી લગભગ ચાર કલાક સુધી એમની સ્થિતિ ઘણી ગંભીર રહી હતી. તેમને મૂત્રનો અવરોધ થવાથી સાંજે પેડુમાં સખ્ત દુઃખાવો હતો. બે ઉલટી ને બે ઝાડાઓ પણ થયા હતા. જમણા પડખામાં દુઃખાવો એટલો સખત છે કે બે માણસની મદદ વગર તે કોઇ પણ જાતની શારીરિક હિલચાલ કરી શકતા નથી. ઉંડો શ્વાસ લેતાં પડખામાં શૂળ આવવા જેવી વેદના થાય છે. બગાસું કે ઉધરસ પણ ખાઇ શકતા નથી.'

(૧૯)

## થાણામાં લઇને માર માર્યો

**પરસોતમ ગોપાલજી હિરાણીયા પોતાની કેફીયતમાં લખાવે છે કે:** તા. ૩-૭-૩૦ના રોજ સવારના ૯-૯ાા વાગ્યાના અરસામાં હું મારા એક જોડીદાર ભાઇ ભાઇચંદ સાથે રાણપુરના રતનચોકમાં બિનજકાતી મીઠું વેચતો હતો. તે વખતે સોલ્ટ ઇન્સપેકટર મી. ઝાલા ત્યાં આવ્યા, અને તે જોઇ ગયા. તે ગયા બાદ ચાર સિપાઇઓએ અમારી પાસે આવી મીઠું સોંપી દેવા કહ્યું, પણ અમે મીઠું ન આપ્યું. એટલે તેમણે અમને પકડયા અને અમને મુસાફરી બંગલામાં લઇ જવા ઉપાડયા. તેમણે રતનચોકમાંથી દુકાનો વટાવી અમને થોડે લીધા. ત્યાર બાદ, બે સિપાઇઓ સોટા ને લાકડીથી મને અને ભાઇચંદને મારવા માંડયા. એક દાઢીવાળા સિપાઇએ તો પોતાની કમરેથી પીસ્તોલ કાઢી, મારા પડખામાં તેની નાળ ઘોંકાવી રાખી. આમ તેણે ઠેઠ નદીમાં પાણી સુધી પહોંચ્યા ત્યાં સુધી અમને એમ પીસ્તોલ ઘોંકાવી રાખી. બે ત્રણ સિપાઇઓ નેતરનો સોટો, લાકડી ને બંદુકના કુંદાથી અમને બન્નેને મારતા આવતા હતા તે જુદું. આમ આખે રસ્તે અમને માર્યા કર્યું. અમારી સાથે ગામલોકો શાન્તપણે ચાલ્યા આવતાં હતાં તેના તરફ આ પોલીસોએ નદીમાં પહોંચતાં પત્થરા ઉપાડી ફેંકયા ને બંદુક પણ તાકી...નદી વચ્ચે એક ભાઇ મળ્યા. તેણે પોલીસોને અમને ન મારવા વિનતિ કરી તો તેને બે સિપાઇઓએ લાકડીથી માર માર્યો. આમ કરતાં મુસાફરી બંગલે આવ્યા....ઝાંપામાં અમે ગયા કે બેત્રણ સિપાઇ મારા પર તુટી પડયા. લાકડી ને કુંદાથી મને અધમૂવો કરી નાખ્યો. આ સખત મારથી હું બેભાન થઇ પડી ગયો. થોડીવારે મી. બેગ ત્યાં આવ્યા અને તેણે મને બંગલામાં લીધો ત્યાં તેણે મને પાણી પાયું, ટીંકચર આયોડીન

ચોપડયું...આ બધું વીત્યા બાદ ૩–૪ કલાકે અમને બન્ને મી. બેગ, અને અહીંના ફોજદાર મી. શાહબુદ્દીને ખૂબ ધમકાવી, કેદ, દંડ ને ઘરબાર હરરાજ કરી નાખીશું એવું એવું કહી અમારી પાસેથી એક કેફીયત લખાવી લીધી. અને પછી અમને પોલીસ ચોકીમાં પોલીસે આણી દવાખાને લાવી, શરીર તપાસાવી દવા અપાવી છોડયા. આ લખાવું છું ત્યારે મારા આખા શરીર પર મારના નિશાન છે. શરીરમાં ઠેકઠેકાણે ઢીમણાં ને સોજો છે અને આખું શરીર ગુમડાં જેવું દુ:ખે છે. મને આશરે ૩૦થી ૪૦ લાઠીના માર પડયા છે. આ ઉપરાંત પોલીસની ગાળોની તો શી વાત કહેવી ? તા. ૩–૭-૩૦.'

(૨૦)

## પૂછવા જનારને પણ માર

તા. ૩જી જુલાઇને રોજ રાણપુરની ભરબજારમાંથી બે સૈનિકોને પોલીસો લાઠીઓ મારતા મારતા લઇ જતા હતા એ વખતે ભાઇ મફા જીવા વડોદરિયા નામે વેપારીને પણ માર પડેલો. એમની કેફીયતમાંથી:

“હું નદી તરફ દિશાએ જવા માટે જતો હતો. એ વખતે ગામમાંથી બે સ્વયંસેવકોને માર મારતા મારતા બે સિપાઇઓ નદી વચ્ચેથી લાવતા હતા. એ માર મારાથી ન જોવાયા એટલે મેં સિપાઇઓને કહ્યું: ‘ભાઇ આ સૈનિકો રાજીખુશીથી તમારી સાથે આવે છે, છતાં તેને કેમ મારો છો ?’ ..એટલામાં તો પાછળથી કસ્ટમનો એક હવાલદાર લેયો ને નનુમિયાં નામે પોલીસે મારા પર એકદમ સોટીઓ ને લાઠીઓનો મારો ચલાવ્યો. મને દસ બાર સોટીઓ ને પાંચ છ લાઠીનો માર પડયો છે. એને પરિણામે મારા વાંસામાંથી લોહી પણ નીકળ્યું છે. લાઠીનો એક સખ્ત ફટકો મારી કોણી પર લાગેલો ત્યાંથી પણ લોહી નીકળ્યું હતું. લાઠીનો ત્રીજો ફટકો મારા ડાબા હાથના કાંડા પર લાગ્યો છે. ઉપરાંત બંને હાથ, વાંસા ને છાતી પર મને ફટકાવેલી સોટીઓના સોળ હજી ખૂબ દુખે છે.’

## પરિશિષ્ટ ૫

# ધરાસણાના પાઠો

વરસાદનાં ચિન્હ આ સપ્તાહમાં દેખાવા લાગવાથી ધરાસણાની ચડાઇ, ગુજરાત અને હિંદુસ્તાનના ઘણાખરા પ્રાંતોમાંથી થોકબંધ સૈનિકો આવી રહેલ હોવા છતાં, આજે મોકૂફ રાખવી પડે છે. તો પણ આ લડતના એક નાયક તરીકે જે મારો અનુભવ થયો તે વાચક સમક્ષ મૂકવાનું મન થઇ જાય છે. કારણ કે મારી ખાતરી થઇ ગઇ છે કે, ધરાસણામાં જંગલી મારપીટના જે પ્રયોગો સરકાર અજમાવી રહી છે, તે જ પ્રયોગો એક કે બીજા રૂપમાં થોડા જ વખતમાં ગુજરાતના દરેક જીવતા ગામડામાં સરકાર અજમાવ્યા વિના નહિ રહે, અને જેમ ધરાસણાનો વાવટો ફરકતો રાખવા સેંકડો અને હજારોની સંખ્યામાં આજે ભારતમાતાના નૌજુવાનો તૈયાર થઇ ગયા છે, તેમ તે વખતે પણ સરકારના અમાનુષી અને હિચકારા હુમલા સામે હજારો અને લાખો ભાઇબહેનો પ્રાણાર્પણ કરવા સુધી પણ તૈયાર રહેશે. આ હું ડગલે ને પગલે સુરત જીલ્લાના પછાત ગણાતા વલસાડ તાલુકામાં અનુભવી રહ્યો છું.

ઉંટડીની છાવણી સરકારે જમીનદોસ્ત કરી ઘાયલ થયેલ સૈનિકોની સારવાર માટે ઉભી કરેલ ઇસ્પિતાલ પણ તોડી નાખી, દવાખાનાના ખાટલા વગેરે ભાંગી નાખ્યા, તે છતાં બીજી ચડાઇમાં અત્યાર સુધીમાં અમે ૮૫૦ સૈનિકોને લઇ છ હલ્લા એક રીતે ફતેહમંદ કેમ કરી શક્યા હશું?

આ લડતના મોરચા ગાંધીજીની પ્રેરણાથી મંડાયા છે, અને તેમની જ અથવા કહો ઇશ્વરની અદૃશ્ય પ્રેરણાથી બ્રિટિશ સલ્તનતને ઉથલાવી નાખે એવી દુનિયાએ હજી કદી ન જોયેલી કે અનુભવેલી લડત આજ ચાલી રહી છે.

ઉંટડીના નાનકડા મંદિરમાં ત્રણસો સૈનિકો માટે રસોઇ કેમ બનાવી શકાય ! સૈનિકોની મૂંઝવણ એટલે પ્રજાની મૂંઝવણ, બીલીમોરાની માછી બહેનોએ કમર કસી. પચાસ બહેનો ભેગી થઇ. અને ઉંટડીની છાવણીના સૈનિકો માટે રોજ તાજી અને બહેનના હેતથી તૈયાર કરેલ ઉત્તમ ભાખરીઓના ઢગ થવા લાગ્યા.

રોજ યા એકાંતરે જ્યાં સો સો સૈનિકો ઘાયલ થતા હોય, માથાં ફુટતાં હોય, હાથનાં હાડકાં તૂટતાં હોય, ગુહ્ય ભાગો સૂજતા હોય, મૂઢ સિતમ ગુજરવાથી કેટલાયે બેભાન થઇને પડતા હોય, કોઇ કોઇને આંચકીઓ પણ આવતી હોય, ત્યાં સૈનિકોની સારવાર સાધન વિના કયાં અને કેવી રીતે કરવી !

ગામે પોતાનાં રહેવાનાં ઘર ખાલી કરી ઘાયલ માટે દવાખાનાં કરી આપ્યાં. વલસાડ, નવસારી, સુરત, પાલણપુર, અને ઠેઠ પાટણથી ડૉકટરો આવી પહોંચ્યા અને ચોવીસે કલાક પોતાની સેવા આપવા માટે મુંબાઇથી પરદેશમાં સાત વર્ષ ગાળી એમ. ડી.ની પદવી મેળવી આવનાર ડૉ. ભાસ્કર પણ આવ્યા. ડૉકટરોને મદદ કરવા વલસાડમાં તો નૌજવાનનું રેડ ક્રોસ સૈન્ય ઉભું થયું છે, ઘાયલ થયેલ સૈનિકોની શુશ્રૂષા કરવા કરવા બહેનો પણ આવવા લાગી છે.

વેપારીઓએ, વકીલોએ અને વિદ્યાર્થીઓએ આ લડતને ટકાવવા માટે પોતાનાં તનમનધન અર્પણ કરવામાં ચોરી રાખી નથી, એ ઇસ્પિતાલમાં નજર નાખનાર સૌ કોઇ જાણી શકે છે.

છાવણીના રસોડાખર્ચની તમામ વ્યવસ્થા ધરાસણાનાં આસપાસનાં ગામો અને શહેરોએ ભેગાં મળી ઉઠાવી લીધી છે.

ટૂંકમાં આ રીતે પ્રજાનો પૂરેપૂરો સહકાર છે. ત્યારે સરકાર કેટલી હદ સુધી પ્રજાને વહારે જનાર સેવકોને કનડગત કરી શકે છે તે પણ આ લડતમાં સમજાઇ ગયું છે. ઘાયલ થયેલા સૈનિકોને દવાખાનામાં પહોંચાડવા માટેની મોટરોનાં લાઇસન્સ લઇ લેવાની નીચતા કરતાં

ચૂકતી નથી. પણ સદભાગ્યે વલસાડમાં તો પારસી ગૃહસ્થે પોતાની ભાડે ફરતી મોટરો સત્યાગ્રહ છાવણીની સેવા માટે અર્પણ કરી મૂકી છે.

સૈનિકોને રહેવાનું છાપરું પણ ન મળે તે માટે છાપરાંવાળી જમીન વલસાડમાં પણ ખાલસા થવાના ભણકારા વાગે છે.

છાવણીની જમીનના માલિક જમીન ખાલસા થાય તો પોતાની જાતને ધન્ય માનનારા પણ વલસાડમાં નિર્દોષ લોહી રેડાવાથી અમને મળી આવ્યા છે.

સૈનિકો સાથે સહકાર રાખનાર યા તેમને મદદ કરનારા પર પણ સરકારની કરડી નજર થયા વિના રહેતી નથી. જે ગામ સૈનિકોને મદદ કરે છે તે ગામમાં સરકાર ઘોડા દોડાવી, ગોરું લશ્કર ફેરવી પ્રજામાં ત્રાસ રેડયા વિના રહેતી નથી. ઊંટડી ગામમાં કિકિયારીઓ મારી ગોરા સિપાઇઓ લાકડીઓ વીંઝતા ગામમાં ફરે છે, અને હાલતો ચાલતો માણસ હડફેટમાં આવી પરમ દહાડે ઘોડાની લાતથી બેભાન થઇ ગયો હતો.

મોટરના વાહનની સગવડ સૈનિકો પાસેથી સરકારે લઇ લેવાનાં ફાંફાં માર્યાં; પણ તેમાં તે ફાવી નહિ. આખરે ધરાસણાનું ડુંગરી સ્ટેશન સૈનિકો માટે બંધ થયું.

છાવણીના તાર સરકાર વાંધાભરેલા જણાવી સ્વીકારે નહિ. છાવણીની ટપાલના કાગળો વચમાંથી ચોરાઇ જાય છે એવો અનુભવ થયા જ કરે છે. અને મહાસમિતિના ટેલીફોન નંબર પણ ઘણીવાર કલાકોના કલાક સુધી બંધ રહે છે.

ટૂંકમાં રેલવે, તાર, ટપાલ, ટેલીફોન જેવાં સાધનો ખરે ટાણે પ્રજાના લાભાર્થે વપરાય તેવાં નથી. બલકે પ્રજાની વિરુદ્ધમાં વાપરવા માટે તે રચાયેલાં છે એવી ખાતરી થઇ જાય છે.

છાપાં પણ છેલ્લી ઘડીએ પ્રજાના કામનાં રહેવાનાં નથી એ પણ અનુભવ થતો જાય છે. છાપાંવાળા પ્રજાના દુઃખના ખરા પોકારવાળાં બયાન સ્વીકારતાં પણ સરકારના ત્રાસથી ધ્રૂજે છે.

હિંસક લડાઇના હેવાલ લેવા માટે ખબરપત્રીઓ નિશ્ચિંત થઇ રણમેદાને પહોંચી જાય છે, પણ ધરાસણાના અહિંસક યુદ્ધ જોવા જનાર

અર્ધસરકારી એસોશિયેટ પ્રેસના ખબરપત્રી પર પણ ઘોડાના ઘસારા થવાથી અહિંસક યુદ્ધના સાચા ખબર પણ પ્રજાને મળી શકતા નથી.

પણ આ તો સૈનિકોએ જ્યાં ધામ કર્યું તે ધામમાં થતી હેરાનગતીની વાત થઇ. સૈનિકોના ખુદ ધરાસણામાં શા હાલ થાય છે?

નાના ગામડાની લડત પાછળ પણ બ્રિટિશ સરકારનું લશ્કર અને સિવિલ સરાવસનું પૂરેપૂરૂં જોર છે એ ધરાસણાએ જોયું.

ગુજરાતના કમિશનર સાહેબ પાટનગર છોડી પોતાની જાત દેખરેખ નીચે સૈનિકોને એકાયદે માર મરાવવા આવી પહોંચ્યા.

ધરાસણાના રણમેદાનમાં ગયેલા ૨,૪૨૧ સૈનિકોમાં ભાગ્યે જ એવો એક પણ સૈનિક હશે જેને ઓછામાં ઓછી બે લાઠીઓનો પ્રહાર નહિ પડયો હોય. આ ૨,૪૨૧માંથી ૧,૨૪૧ સૈનિકોને ઇસ્પિતાલમાં રાખી તેમની સારવાર કરવામાં આવી હતી.

પહેલાં પોલીસ લાઠીથી માથાં ફોડતી હતી, પણ પછીથી તો તેણે મૂઢ મારની નવી રીતો શોધી કાઢી છે. હાથપગનાં હાડકાં તોડી નાંખ્યા છે, શરીરમાં કાટા અને ટાંકણી ભોંકી છે, મોઢામાં કાદવ અને મીઠાના બૂકડા ભરાવ્યા છે, પાણીમાં ગળાચિયાં ભરાવ્યાં છે, બેભાન થયેલાને પણ લાઠીઓ મારી કાંટાની વાડમાં ફેંકી દીધા છે, ગુહ્ય ભાગો દબાવ્યા છે, અને સૈનિકોને નાગા કરી ગુદા ઉપર ગોદા માર્યા છે.

આ બીજી ચડાઇમાં ખેડાના શિવાભાઇ પટેલને તો એટલો બધો મૂઢ માર પડયો હતો કે વલસાડના સરકારી ડોકટરે પણ તેમની હાલત જોઇ મરતી વખતની કેફિયત લેવા માટે પોલીસ અમલદારોને બોલાવવા મને સૂચવ્યું હતું.

શરૂઆતમાં નેતાઓને પકડી સૈનિકોને મારે રાખવાનું જ સરકારે ધાર્યું હતું, પણ ગઇ પરમ દિને તો આ વૃત્તિ પણ સરકારની બદલાઇ, અને ધારાસભાના એક વખતના સભાસદ શ્રી. વામન મુકાદમને પણ માર મારતાં ગોરા અમલદાર શરમાયા નહિ. મારતાં ન શરમાય તો ચાલે, પણ ન સાંભળી શકાય એવી ગાળો દેતાં પણ હવે તેઓ શરમાતા નથી.

ખારાપાટનો વા ધરાસણા પર વાવા માંડયો છે. ઘોડેસ્વારો રેડ ક્રોસવાળા કે બહારનાં માણસો પાછળ દોડી તેમની ખાદીની ટોપી ઉતારી

ભાગે છે. રેડ ક્રોસવાળાનાં પણ માથાં ભાંગતાં પોલીસ અમલદાર ધરાસણામાં ચૂકયા નથી.

દેશી રાજ્ય પણ બ્રિટિશ સરકારનાં ગુલામ જ છે એ આ લડતમાં સિદ્ધ થઇ ગયું છે. વિરમગામના અમલદારો બજાણા પર તાગડધિન્ના કરે છે, તેમ ધરાસણામાં અમલદારો ગાયકવાડ રાજને દબાવી ન શકે છતાં બીલીમોરા ગામમાં સૈનિકો રહી ન શકે એવો જહાંગીરી હુકમ ગાયકવાડી રાજમાંથી પણ નીકળ્યો છે. છતાં આ બધું સૈનિકો શાંત ચિત્તે સહન કરી દુનિયામાં મોટામાં મોટી સાધના કરી રહ્યા છે. આ સાધનાને પરિણામે અને અપાર અત્યાચારને કારણે સારા દેશમાં અપૂર્વ જોસ આવ્યો છે.

સરકારી ઇલકાબોના માન ઘટયાં છે. ઇલકાબધારી ઇલકાબ ત્યજવા લાગ્યા છે, વકીલો વકીલાત છોડે છે, મોટા વિદ્યાર્થીઓ તો સ્વરાજ ન મળે ત્યાં સુધીને માટે કૉલેજ છોડવા મંડયા છે, સરકારી નોકરો, તલાટી, પટેલનાં રાજીનામાં પડવા લાગ્યાં છે. ગુજરાતના મોટા અમલદારો પણ હલવા લાગ્યા છે, અને પોલીસો ઉપર પણ કંઇ અસર નથી થઇ એમ નહિ.

દેશી પોલીસ પર હવે સરકાર ભરોસો નથી રાખતી. તેણે ધરાસણામાં ગોરી પલટણ બોલાવી છે. દેશી પોલીસ સૈનિકોને મારપીટ બરાબર કરતી નથી, એમ જો ખબર પડે તો ગોરી પલટણ દેશી પોલીસની ખબર લે એવી ગોઠવણ ધરાસણામાં થઇ છે. પોલીસનાં હૃદય પણ નિર્દોષ રાષ્ટ્રપ્રેમી સૈનિકોને મારી મારી પીગળ્યાં છે. કેટલાક પોલીસ લાકડી ઉગામતાં ઉગામતાં થથરવા માંડે છે. અને આ જોતાંની સાથે આવી પોલીસને રજા આપી નવી પોલીસ લાવવવામાં આવે છે.

પંજાબથી વફાદાર ગણાતી શીખ પલટણ પણ હાજર થઇ છે. હિંદમ ૬૯ કરોડનો લશ્કરી ખર્ચ હિંદુસ્તાનને કચડવા માટે કરવામાં આવે છે તે પ્રજા જોઇ ગઇ છે. સરકારનું જાલિમપણું અને નીચતા પ્રજાને આંખે ઉડે એવી રીતે ધરાસણાએ બતાવી આપ્યું. એટલા કારણસર પણ આટલું લોહી ધરાસણામાં રેડાયું તે લેખે ગણાય. બ્રિટિશ સલ્તનતનો નાશ થાએ એવી ગાંધીજીની હરઘડીની પ્રાર્થના દેશભરે હવે પોતાની કરી છે.

બ્રિટિશ રાજ્ય પ્રત્યે તિરસ્કારની લાગણી વલસાડ તાલુકામાં તો રગે રગે વ્યાપી ગઇ છે.

પારસી અમલદારોના ત્રાસ પ્રત્યે પારસી બહેનો ફિટકાર વરસાવે છે તે જોતાં પારસી બહેનોના જુસ્સા માટે ધન્યવાદ ઘટે છે. પણ એ જુસ્સો

અવળો છે એ સમજાવવાનો પ્રયત્ન ચાલે છે. ધરાસણાની લડત લડવા કર્ણાટક અને પંજાબમાંથી મોટા જથ્થા નીકળી પડયા છે એમ જથ્થાના સંચાલકો કહી ગયા છે. સૈનિકોની ખોટ તો ગુજરાતમાં યે નથી પડી. ધરાસણામાં લોહી રેડાયું અને વલસાડમાં પાંચસો તકલી ચાલુ થઇ ગઇ, વલસાડ તાલુકામાં દારૂનું પિકેટિંગ શરૂ થયું અને દારૂવેચાણ પણ ઘટયું.

પણ ધરાસણામાં માથાં ભંગાયા છતાં મીઠું હાથ ન આવ્યું કે મીઠાનો જાલિમ કાયદો નાશ ન પામ્યો એથી કોઇ સૈનિક નિરાશ થયેલ હોય તો એ ભૂલ છે. મીઠાની લડત એ સ્વરાજ સર કરવા માટે પ્રથમ પગથિયું છે, પણ એ પગથિયા પાસે સરકારે જહાંગીરી ફતવાઓ કાઢી મોટી કરાડ ઉભી કરી દીધી છે. એ કરાડ ટપાવવા માટે વધારે વ્યવસ્થા-શક્તિ અને વધારે સંયમ, અહિંસાધર્મ કેળવવાની જરૂર રહે છે. આ લડતમાં ગુજરાતનો ફાળો દુનિયાને છક પમાડે તેવો છે. પણ હજી સૈનિ-કોમાં જેવી જોઇએ તેવી શિસ્ત નથી આવી. ધરાસણાથી પાછા ફરેલા સૈનિકો ઘેર જવાને બદલે પોતપોતાના તાલુકાની છાવણીમાં જ સ્વરાજ ઘર આવે ત્યાં સુધી રહી વધારે તાલીમબદ્ધ બને તો મોટો પંથ કાપ્યો, ગણાશે, અને ધરાસણાનું સ્મરણ કાયમનું થઇ પડશે.

છગનલાલ ન. જોષી

# ધરાસણાનો સંદેશો

## ગુજરાત પ્રાંતક સમિતિ તરફથી સમસ્ત ગુજરાતમાં ધરાસણા દિવસ ઉજવતી વખતે વંચાવા માટે તૈયાર કરવામાં આવેલું ભાષણ.

**ભાઇઓ અને બહેનો**

ધરાસણા પર પ્રથમ ચડાઇ લઇ ગયાને આજે બરાબર એક મહિનો થયો. જ્યાં સુધી આપણે મહાત્માજીને કારાવાસમાંથી નહિ છોડાવી લાવીએ ત્યાં સુધી પાંચમી મેની તારીખ આપણે ભૂલી શકવાના નથી, તેમ જ્યાં સુધી બ્રિટિશ સલ્તનતને દફનાવી પૂર્ણ સ્વરાજ સ્થાપીને આપણે બેસી નહિ જઇએ ત્યાં સુધી આપણે ગુજરાતીઓ ૨૧મી મેનો દિવસ વિસરી શકવાના નથી. આ ચિરસ્મરણીય ૨૧મી તારીખે ગુજરાતના ૧૭૦૦ કોડીલા નૌજુવાનોએ, સત્યાગ્રહની દિક્ષા લઇ, માનવ ઇતિહાસમાં જેની જોડ ન મળે એવા અપૂર્વ અહિંસક યુદ્ધમાં ઝંપલાવી બ્રિટિશ સલ્તનતને પ્રથમ પડકાર કર્યો. જે ગુજરાતે છેલ્લા સો વરસ થયાં લડાઇના રણમેદાન જોયાં નથી, તે ગુજરાતમાંથી ભારતમાતાની મુક્તિ અર્થે, 'શિર જાવે તો જાવે પર આઝાદી ઘર આવે' એવો સંકલ્પ કરી સેંકડો માણસો યુદ્ધમાં ઝંપલાવશે એવી કલ્પના પણ ગુજરાતના કવિઓ કરી શકતા નહોતા. પણ ગાંધીજીના તપના પ્રભાવથી અને તેમના સતત બોધસિંચનથી ગુજરાતમાં સાચા ક્ષત્રિયનો જે જુસ્સો પ્રગટ્યો છે તેનું દર્શન ગુજરાતને અને સમસ્ત જગતને ગઇ ૨૧મી તારીખે થયું. એ અહિંસાના વિજયનો દિવસ ઉજવવા આપણે આજે એકત્ર થયા છીએ.

### આક્રમણાત્મક સત્યાગ્રહ

સત્યાગ્રહ અમોઘ શસ્ત્ર છે. એ શસ્ત્રનો ઉપયોગ અહિંસાને વરેલા સાધક જીવનના દરેક—કૌટુંબિક, સામાજિક, ધાર્મિક અને રાજકીય—

ક્ષેત્રમાં સફળતાપૂર્વક કરી શકે છે એની ખાતરી ધરાસણાના હલ્લામાં ભાગ લેનારાઓએ કંઇક અંશે જગતને કરાવી આપી છે.

સત્યાગ્રહ નબળાનું શસ્ત્ર નથી. તે બાળયાના માર ખાઇ બળિયામાં દયા ઉપજાવી, પોતાનો અર્થ પાર પાડવા માટે યોજાયલું નથી. સત્યાગ્રહ આક્રમણાત્મક પણ હોઇ શકે છે, અને સત્યાગ્રહનું શુદ્ધ સ્વરૂપ તેના આક્રમણાત્મક હોવામાં પ્રગટ થાય છે. અને આજ કારણે આપણા રાષ્ટ્રીય ઇતિહાસમાં ધરાસણા અને ૨૧મી મેનો દિવસ સુવર્ણાક્ષરે લખાઇ રહેશે. આખા જગતના માનવ ઇતિહાસને બદલવાનો એ અદ્ભુત પ્રયત્ન હતો.

ધરાસણાની ચડાઇને સારૂ ગાંધીજી કેમ આકળા થઇ ગયા હતા તેનો ઇતિહાસ સમજવા જેવો છે.

## ગુંડારાજ

માર્ચની ૧૨મી તારીખે ગાંધીજીએ કૂચ શરૂ કરી તે પહેલાંના અઠવાડિયામાં ગાંધીજીએ દેશનેતાઓ સાથે મીઠાના કાયદા તોડવા સંબંધી છૂટથી ચર્ચા કરી હતી. તે સમયે ખારાઘોડા અને ધરાસણા પર ચડાઇ કરવાના વિચાર ઘોળાઇ રહ્યા હતા. ચડાઇ કરવી પડે તો તેની પૂર્વ તૈયારીઓ પણ ગોઠવાઇ ગઇ હતી. તેમ છતાં ગાંધીજીએ પોતાના નિયમ મુજબ સરકાર સાથે બને ત્યાં સુધી ઓછામાં ઓછી અથડામણમાં આવવાનો નિર્ણય કર્યો. અને કુદરત જ્યાં હજારો મણ મીઠું ગુજરાતના કાંઠા પર વેરી દે છે અને જે મીઠાને ધૂળ કરવા સારૂ પોલીસ ફોજ ખાડીએ ખાડીએ ખડી કરવામાં આવે છે તે ધૂળનું ધાન કરવાનો ધંધો ગાંધીજીએ આદર્યો.

દાંડી, આટ, ધોલેરા, અલાદર, બદલપુર વગેરેની ખાડીમાંથી કુદરતી મીઠું વીણી લાવવા માટે સત્યાગ્રહીઓ અને આમપ્રજા પર સરકારે કાયદા મુજબ કામ ન ચલાવતાં, જંગલી રીતે મારપીટ કરવા માંડી. વિરમગામ અને પાટડીમાં બિનજકાતી મીઠું લાવનારા પર અત્યાચારોની અવધિ થઇ. પોલીસો અને ભાડે રાખેલા ગુંડાઓ સૈનિકોના ગુહ્ય ભાગો દબાવવા લાગ્યા, લાઠીઓ મારી માથાં, કાંડાં અને પગ ભાંગવા લાગ્યા, તરસે મારવા લાગ્યા, અને માનવદયાની ભાવનાથી પ્રેરાઇ પાણી પાવા આવનાર બહેનો પર ઘોડા દોડાવવામાં આવ્યા. તેમના પર લાઠીઓના પ્રહાર પણ થયા. એક બહેન પર તો કોઇ હિચકારા પોલીસે તેનાં કપડાં ફાડી તેના પવિત્ર શરીરને ચૂંથી નીચ હુમલો કર્યો. પોલીસ અમલદારો આંટની ખાડીમાં મીઠામાં ઝેર ભેળવે છે એવા ઊડતા ખબર મળ્યા. સરકારના અમાનુષી જુલમ આમ ઝપાટાબંધ વધતા ચાલ્યા, ત્યારે ગાંધીજીને

નાઇલાજે સત્યાગ્રહનું ભીષણ સ્વરૂપ પ્રજા અને સરકાર સમક્ષ ખડું કરવું પડયું.

આ રીતે બ્રિટિશ સલ્તનત સામે આક્રમણાત્મક લડાઇ શરૂ કરવાનો સંકલ્પ ગાંધીજીએ કર્યો અને તેની તેઓ વ્યૂહરચના વિચારી રહ્યા હતા. પણ ધરાસણામાં અહિંસક યુદ્ધનો પ્રથમ મોરચો નંખાશે એવી ઘોષણા ગાંધીજીએ જાહેર કરી ત્યાં તો સરકાર ચોર ડાકુની માફક રાતના એક વાગે ગાંધીજીને કરાડી છાવણીમાંથી ગિરફતાર કરી ગઇ. ગાંધીજીની ગેરહાજરીમાં દુનિયાએ કદી ન જોયેલ એવું અહિંસક યુદ્ધ ઉઠાવી શકાય કે કેમ તે વિષે મોટેરાઓ સાશંક થયા, પણ ગાંધીયુગમાં ઉછરેલા ગાંધીજી પાસેથી સત્યાગ્રહના પાઠ ભણેલા નૌજુવાનોનો થનમનાટ સમાવી શકાય તેમ નહોતો.

## ચડાઇનો આરંભ

આશ્રમમાંથી યુદ્ધનાં વ્રત લઇને નિકળેલા ગાંધીજી સાથેના સંઘે બીડું ઝડપ્યું અને આ સંઘની સરદારી વયોવૃદ્ધ પણ જુસ્સામાં નોજુવાનને પણ શરમાવે તેવા સરદાર શ્રી. તૈયબજીએ લીધી. સંઘ પકડાયો; સરદાર પકડાયા; પણ જે નવચેતન માર્ચની ૧૨મી તારીખે આશ્રમમાંથી પ્રયાણ કર્યા બાદ બે માસમાં ગાંધીજીએ ગુજરાતમાં રેડયું હતું તે નવચેતન કદી ઓસરે તેમ નહોતું. તેથી સરદાર તૈયબજી અને તેમના સંઘને કૂચ કરતાં પરહેજ કર્યા છે એવા ખબર ગુજરાતમાં ફેલાયા કે તરતજ ગુજરાત, કાઠિયાવાડ અને મુંબઇમાંથી સૈનિકોના ઝુંડનાં ઝુંડ ધરાસણા જવા ઉપડવા માંડયા. પાંચેક દહાડામાં શ્રી. સરોજિની નાયડુની તથા ઇમામ-સાહેબની સરદારી નીચે અને શ્રી. નરહરિભાઇ, મણિલાલ ગાંધી અને પ્યારેલાલ જેવા મંત્રીઓના સંચાલન હેઠળ ૧૭૦૦ની ફોજ માથાં આપવા ખડી થઇ ગઇ.

## એ ૨૧ મીનો દિવસ

૨૧મી મેને દિવસે દુનિયામાં પ્રથમ અહિંસક યુદ્ધ શી વસ્તુ છે તેનો સાક્ષાત્કાર આમપ્રજાને થયો.

દુનિયાએ જોયું કે બ્રિટિશ સામ્રાજ્ય કાયદાપૂર્વક રાજ ચલાવવા અસમર્થ છે, તેણે કાયદો અભરાઇએ ચડાવી લાઠીબાજ ગુંડાઓનું શરણ શોધ્યું છે. તે દિવસે ધરાસણામાં બોરડી ઝુડવા માટે લાકડીઓ વીંઝાતી હોય તેમ લાઠીઓ વીંઝાવા લાગી અને ટપોટપ માથાં ફુટવા લાગ્યાં; એક જ દહાડે લગભગ ત્રણ કલાક જેટલા સમયમાં ૭૪૧ સૈનિકોને સખત

માર પડ્યો. મારથી ઘણા બેહોશ થયા અને ઘણાને ખાટલે નાંખીને લાવવા પડ્યા. એમાંના કેટલાકને તો દિવસો સુધી ઇસ્પિતાલ સેવવી પડી છે, અને હજી પણ કેટલાક એની પીડા સહન કરી રહ્યા છે. એક ભાઇ તો એ મારને પરિણામે અને બીજે દિવસે છાવણી ખાલી કરાવતી વખતે પણ પડેલા મારને કારણે શહીદ થઇ ગયા.

ધરાસણા યુદ્ધના સેનાનીઓ પર તો પ્રથમ જ તરાપ પડી. મણિલાલ ગાંધી પર લાઠીઓનો પ્રહાર થયો. વિદ્યાપીઠના સંચાલક અને ધરાસણાના સૂકાની નરહરિભાઇનું માથું ફોડી નાખ્યું, અને પગ ને કાંડા—કહોને આખું શરીર—માર મારી ઢીલુંઢસ કરી નાંખ્યું. જેમાં ઊછરતા લોહીના નવજુવાનો જેમનાં કાંડા આવટાં સાબૂત છે તેમણે સામા પક્ષની લાઠીઓના નિર્દય પ્રહારો જરા પણ પ્રતિકાર કર્યા વિના ઝીલ્યા હોય એવું આ અહિંસાત્મક યુદ્ધ કોઇ ગુજરાતીએ તો શું દુનિયાના કોઇ પણ માણસે કદિ નહિ જોયું હોય. સૈનિકોની અહિંસા તેમની નિર્બળતામાંથી આવેલી નહોતી. તેઓ તો એ પ્રહારોને વધાવી લેતા હતા, અને પોતાનું અહિંસાત્મક બળ પ્રગટ કરતા હતા.

આમપ્રજાનો ઉત્સાહ પણ માતો નહોતો. ઘાયલ થયેલ સૈનિકોની સારવાર કરવા માટે દયનભંધ ડોકટરો ઝડપથી હાજર થઇ ગયા, છતાં આ સેંકડો સૈનિકોને તેઓ પહોંચી વળી શકે તેમ નહોતું. આવે પ્રસંગે ધરાસણા, ઉંટડી, વલસાડ, નવસારી, બીલીમોરા અને બીજાં આસપાસનાં ગામોની બહેનોએ પોતાનાં ચીર ફાડીફાડી ઘવાયેલાની મલમપટ્ટીઓ કરી. પણ હજુ ઘવાયેલાનાં લોહી બંધ થયાં નથી, બેભાન થયેલા સૈનિકો ભાનમાં આવ્યા નથી ત્યા છાવણી ખાલી કરવાના હુકમો છૂટયા. છેવટે નરહરિભાઇ પણ પકડાયા. કોઇ આગેવાન ન રહ્યા.

### સરકારના ધમપછાડા

એટલે ઘડીભર ધરાસણાનું રણમેદાન સ્થગિત થઇ ગયું. પણ ક્રૂર સૈનિકોએ તો મોરચો મૂકયો જ નહિ. તેમના પર મારપીટ શરૂ થઇ. છાવણીની જમીન જપ્ત કરી. છાવણીના તંબુઓ, દવાખાનાના ખાટલા, પાણીનાં માટલાં, ખાધાખોરાકી, સાદડી-પથારીઓ વગેરે સરકાર લૂંટી ગઇ. સરકારે અહિંસક હલ્લાને કચરવા માટે કંઇ પણ કરવામાં બાકી રખી નહિ.

૧. ડુંગરી સ્ટેશન સૈનિકો તેમજ મુસાફરો માટે બંધ કર્યું.

૩. દેશી રાજ્ય-ગાયકવાડ રાજ્ય-પર સેહ પહોંચાડી બીલીમોરામાં સૈનિકોની છાવણી બંધ કરાવી.

૩. ધરાસણાની આસપાસનાં ગામોમાં ધરાસણાની પવિત્ર ચેતનમય જ્વાળાઓ પ્રસરે નહિ તે માટે સભાબંધીના ૧૪૪ કલમના કાયદા પસાર કર્યા.

૪. વાહનની મદદ ન મળે તે માટે મોટરોવાળાનાં લાઇસન્સ રદ કર્યાં.

૫. ગામમાં લશ્કર ફેરવ્યાં, ગોરા સિપાઇઓએ ગામ વચ્ચે ઘોડા ખૂંદી રસ્તે જનારાને લાઠીઓ મારી.

૬. સૈનિકોને ઘર આપનારાઓ પર કેસ ચલાવ્યા, જામીનગીરી માગી.

આમ જુલમની પરંપરા વહેવા લાગવા છતાં ગુજરાતે પાંચ જ દહાડામાં તૈયારી કરી લીધી. ૨૯મી મેથી ફરીથી ધરાસણાના તરફ ગુજરાતના વીર સૈનિકોની કૂચ સરૂ થઇ, અને તા. ૩૦મીએ બીજો હલ્લો શરૂ થયો. ગુજરાતના પાંચ જિલ્લા અહિંસક લડાઇમાં બલિદાન આપવા માટે અરસપરસ હરીફાઇ કરવા લાગ્યા.

## આપણી ત્રુટિઓ

લોકોનો ઉત્સાહ અપૂર્વ હતો. સૈનિકોની બલિદાનની તીવ્ર અભિલાષા હતી, છતા આપણું સંગઠન સંપૂર્ણ હતું એમ ન કહી શકાય. આ જાતનું આ પ્રથમ યુદ્ધ હતું અને તેમાં પણ પ્રથમ અમુક કેળવણીની જરૂર હોય છે. અમુક શિસ્ત હોવી જોઇએ અને અમુક પ્રમાણમાં સંયમ પાળવા સારૂ સૈનિકો ટેવાયેલા હોવા જોઇએ વગેરે બાબતો ઉપર ખાસ ધ્યાન અપાયેલું નહિ અને નાયકો અને સરદારો તેમજ સૈનિકોનો પરસ્પર પ્રથમથી જેવો જોઇએ તેવો પરિચય નહિ એટલે આપણી ઘણી ત્રુટીઓ થઇ. અને કેટલાક નિર્બળ સૈનિકો પણ આમાં ભળી ગયેલા. તેમનામાં બલિદાનની ઇચ્છા તો પ્રખર હતી, પણ જે જાતનો માર અને અત્યાચાર તેમને સહન કરવા પડયા તેવા અત્યાચારને સારૂ તે તૈયાર નહોતા. એટલે એવા સૈનિકો જેટલી મક્કમતાથી આવા માર સામે ટક્કર ઝીલવી જોઇએ તેટલી મક્કમતા ન બતાવી શકયા. પણ તેમની સંખ્યા બહુ થોડી હતી. એકંદરે તો ધરાસણામાં ગુજરાતના અહિંસક યોદ્ધાઓએ પોતાનું ખરૂં પાણી બતાવ્યું છે. તેઓએ હસતે મોઢે માથાં ભંગાવ્યાં છે, અને તેમનાં માતાપિતાઓએ પણ તેમને ફૂલહાર વગેરેથી શણગારી કંકુને ચાંલ્લે કેસરિયાં કરવા સારૂ વિદાય કર્યાં છે.

ધરાસણાનું રણમેદાન આજે પાણીનાં ખાબોચિયાં, કળણ અને કીચડથી ભરાઇ ગયું છે તેથી આપણે હાલ તરત ચોમાસા પૂરતી ધરાસણાની હલ્લાની લડાઇ મોકૂફ રાખી છે.

ચોમાસું ખલાસ થયે પણ આપણે જો મહાત્માજીને નહિ છોડાવ્યા હોય કે લડાઇનો અંત નહિ આણ્યો હોય એટલે કે આપણે પૂર્ણ સ્વરાજ લઇને બેસી નહિ ગયા હોઇએ તો ધરાસણાના હલ્લા કરતાં વધારે જોખમી સાહસ ગુજરાતે ખેડવા તૈયાર રહેવું પડશે.

## પરદેશી કાપડ કાઢો

આજે તો સદ્ભાગ્યે આપણે ધરાસણા, ખારાઘોડા કે દરિયાને કાંઠે જવું ન પડે, અને ઘરને આંગણે જ સરકાર સામે ખોંખારીને થઇ શકીએ એવા લડતના મોરચા ઉભા થઇ ગયા છે.

હિન્દમાં બ્રિટિશ સરકારનું અસ્તિત્વ તેના વ્યાપાર અને તે પણ મુખ્યત્વે કરી કાપડના વ્યાપાર પર નભી રહેલ છે.

પરદેશી કાપડ આપણા માથે લાદવા, અને આપણા જાહોજલાલીથી ભરેલો ધીકતો કાપડનો ઉદ્યોગ કચરી નાખવા કંપની સરકાર અને અંગ્રેજ સરકારે કેટલાં કાળાંધોળાં કર્યાં છે તેનાથી આજે ગુજરાતમાં નાનામાં નાનું બચ્ચું પણ અજાણ નથી.

આ પરદેશી કાપડને બાળી મૂકવાનો યા તો તેને જડમૂળથી હિંદમાંથી કાઢી નાખવાનો હિન્દ સમસ્ત સંકલ્પ કરી ચૂકેલ છે. ઘણાએ વ્રત લઇ લીધાં છે. પરદેશી કાપડ કાઢવા માટે જો જાન આપવાની જરૂર હોય તો તે આપવા પણ હજારો નૌજુવાનો તૈયાર થઇ ગયા છે, અને મોટીમોટી વ્યાપારી પેઢીઓ, વકીલો ને વિદ્યાર્થીઓએ તેમાં ઝંપલાવ્યું છે. એવે કપરે સમયે સરકારને અવળી મતિ સૂઝી છે, અને પરદેશી કાપડ ન પહેરવાની ચળવળ કરનાર કે ન પહેરવાનું સમજાવનારને ગુનેગાર ઠેરવવામાં આવશે એવો તેણે ફતવો કાઢયો છે. આ ફતવાનો સવિનય અનાદર કરી તેને તોડવા માટે યુવાન બહેનો અને ડોસીઓ પણ આજે નીકળી પડી છે. આ બહેનોને ગુનેગાર ઠેરવી કાયદા મુજબ તેમના વિરુદ્ધ કામ ચલાવવાને બદલે ગામેગામ ભરબજાર વચ્ચે પરદેશી કાપડના વેપારીઓ સામે પહેરો ભરનારાઓ પર લાઠીઓની તડી વરસે એવો પૂરેપૂરો સંભવ છે. છેલ્લા બે માસની રાજ્યની કારકિર્દીથી તો એમ જ કહી શકાય કે આજે તો બ્રિટિશ રાજને બદલે ગુંડારાજ કે લાઠીરાજ ચાલે છે.

સંયુક્ત પ્રાંત, મધ્ય પ્રાંત અને બિહારમાં ઠેરઠેર પરદેશી કાપડના ગાંસડા બંધાઇ તે પર મહાસભાની સીલ મરાઇ ચૂકયાના હેવાલ રોજ ને રોજ ચાલ્યા જ આવે છે, ત્યારે ગાંધીજીના ગુજરાતમાં પરદેશી કાપડ વેચવા માટે વેપારીઓ અને કાર્યકર્તાઓ વચ્ચે હજુ તડજોડ અને હોંસાતૂસો ચાલી રહેલ છે.

આજે આપણે જલદી જાગૃત થઇ જવું જોઇએ.

જે ગુજરાતે ગાંધીજીનો સંદેશો વધારેમાં વધારે ઝીલ્યો છે, એ ગુજરાતમાં તો આજે પરદેશી કાપડનું નામનિશાન રહેવું જોઇએ નહિ. પણ સરકાર અકરાંતિયાં કરશે અને નિર્મર્યાદ અત્યાચારો ગુજારશે એ પણ આપણે જાણી લેવું જોઇએ.

## સૈનિકો જોઇએ

અર્થાત લાઠી, બંદૂક, ગોળીબાર કે સંગીન જે સહન કરવાનું આવે તે સહન કરીને પણ આપણે પરદેશી કાપડ અને દારૂની બદી કાઢી નાખવા કટિબદ્ધ થવું જોઇએ. જેમ ધરાસણાના હલ્લામાં જોડાવા માટે ગામેગામથી સૈનિકો ઊભરાવા લાગ્યા હતા તેમ આજે પરદેશી કાપડના ૬૦ કરોડ અને દારૂના ૨૫ કરોડ રૂપિયા પ્રજાના લૂંટાઇ જવાથી જે પ્રજા આજે હાડચર્મ થઇ ગઇ છે તે પ્રજાનાં હાડચર્મમાં લોહી પૂરવા માટે પણ ફના થઇ જનારાં સૈનિકમંડળો જ્યાં જ્યાં દારૂ અને પરદેશી કાપડનાં પીઠાં હોય ત્યાં ઊભાં થવાં જોઇએ.

પરદેશી કાપડનો બહિષ્કાર કરવાનું અને દારૂની બદી કાઢવાનું કામ ગુજરાતમાં ગાંધીજીએ બહેનોને સોંપ્યું હતું. બહેનો આજ સુધી આ કાર્ય ઉત્તમ રીતે કરી રહી છે. હવે આખી લડાઇ કાપડ અને દારૂ પર આજે કેન્દ્રિત થવાથી બહેનોને પૂરેપૂરો સહકાર આપવાની આપણી પુરૂષોની ફરજ થઇ ગઇ છે. અને જ્યાં જ્યાં જે જે ગામમાં બહેનો પૂરતી સંખ્યામાં આ જંગમાં ઝંપલાવવા બહાર ન નીકળી શકે ત્યાં દરેક મહાસભાવાદી ભાઇએ આ સેતાની ફતવાઓ સામે પહેરો ભરવામાં સક્રિય ભાગ લઇને પુણ્યપ્રકોપ સળગાવવો જોઇએ.

## પીઠાંવાળાના પ્રપંચ

દારૂનાં પીઠાં ચલાવનારાઓ દારૂ પી પીને અને ચીથરેહાલ દરિદ્રોને દારૂ પાઇ પાઇને આ પાક લડાઇનું રહસ્ય સમજવાની શક્તિ ખોઇ બેઠા લાગે છે. તેથી તે પોતાની દુકાનને આંગણે ચોકી કરનાર દેવીઓનું કામ સરળ કરવાને બદલે તેમને ત્રાસ આપવાના અનેક પ્રપંચો

ખેલી રહેલ છે; દારૂની દુકાન જૂદેજૂદે સ્થળે ચોરીછૂપીને ખોલે છે; છાનો-માનો દારૂ દારૂડિયાને ઘેર પહોંચાડે છે; રાતના ૧૦ વાગ્યા પછી પહેરો ઉઠયા બાદ કાયદા વિરુદ્ધ દુકાન ચલાવે છે; બહેનો પર પથરા કે ઢેફાં ચડાવે છે. આ બધું આપણે ભાઇઓ કેટલો વખત સાંખી શકશું?

આ આખરી જંગ છે. ખુદ ગાંધીજી કહી ગયા છે કે દેશમા ગમે તેવી પરિસ્થિતિ ઉભી થાય તોપણ બ્રિટિશ સલ્તનતને દફનાવ્યા વિના હવે જંપવાનું નથી. તે વચન પ્રમાણે હવે આપણામાંથી કોઇપણ સૈનિક પીછેહઠ કરી શકે નહિ.

## સેતાની તંત્રના પાશમાંથી છુટો

આ સ્થિતિમાં જ્યારે એક તરફ પ્રજાપક્ષ છે અને બીજી તરફ સરકાર પક્ષ છે, અને જીવનમરણનો પ્રશ્ન ઉભો થયો છે. ત્યારે કોઇ દહીંદૂધમાં પગ રાખવાનો પ્રયત્ન ન કરે. અંગ્રેજી રાજ્ય ચલાવવા માટે જે નાના-મોટા હિંદી અમલદારો, સિપાઇઓ, તલાટીઓ કે પટેલીઓ હાથારૂપ બની રહ્યા છે તેમણે એ સેતાની તંત્રના પાશમાંથી જલદી છૂટી જવું જોઇએ. પણ જો તેઓ તેમ ન કરે તો આ સરકારના કુહાડામાં હાથારૂપ બનેલા આપણા જ સગા ભાઇઓ જેઓ દેશનો નિરધાર સમજતા નથી અને પ્રજાને કચડવામાં જ પુરૂષાર્થ માને છે તેમને આપણે સમજાવવા જોઇએ, અને છતાં ન સમજે તો એવા તમામ સરકારનાં જીવન્ત યંત્રોનો સદંતર બહિષ્કાર કરવાનો આપણો ધર્મ થઇ જાય છે.

## બહિષ્કારનો ધર્મ

રાણપુરથી ખબર આવ્યા છે કે નદી ઉપર બહેનો નહાતીધોતી હોય ત્યાં પોલીસનાં માણસો ચાળા કરી મનુષ્યત્વ ઉપર અત્યાચાર કરી રહેલ છે. વિરમગામમાં નિઃશસ્ત્ર બહેનો પર ઘોડા દોડાવાયા છે, સંગીન ચલાવાઇ છે. અને ઠેકઠેકાણેથી નાના પ્રકારના સરકારી જુલમોના અહેવાલો આવી રહ્યા છે. એવી સ્થિતિમાં આવા અમલદારોનો બહિષ્કાર ન કરીએ તો આપણે ધર્મભ્રષ્ટ બન્યા એમ ભવિષ્યની પ્રજા કહેશે.

પણ આ બહિષ્કાર કરવામાં સરકારના ફતવાનો અનાદર આત્રે છે એ જ માત્ર ઉદ્દેશ નથી. ક્યાંક ક્યાંક સરકારી કચેરી અને અદાલત પર કે સરકારી અમલદારોના ઘર પર પહેરો ભરવાની વાત ચાલી રહી છે. હજુ એ અવસર ગુજરાતમાં આવ્યો નથી. ગુજરાતના અહિંસક વાતાવરણમાં આ અમલદારો ઉછર્યાં છે એટલે તેમનો પણ શ્રી. દુર્લભભાઇ

અને મોરારજીભાઇની માફક કે જલાલપુર તાલુકાના તલાટીઓની માફક હૃદયપલટો થશે એમ માની બહિષ્કારમાં કયાંયે વેરઝેર આપસઆપસમાં ન ઉભાં થાય એ આપણે બહુ જ બારીકાઇથી જોવાનું છે.

## જમીન મહેસૂલનો સત્યાગ્રહ

ગુજરાતના સરદાર જે રાસ ગામમાં ગિરફતાર તે નાનકડા રાસ ગામે દુનિયાના મોટામાં મોટા સામ્રાજ્ય સામે આજે બાથ ભીડી છે; સરદારની આજ્ઞા વિના જમીન મહેસૂલની એક દમડી પણ નહિ ભરશું એવો તેમણે કોલ પોતાના અંતરાત્મા સાથે કરી લીધો છે. આ રાસ ગામની સાથે ૧૪ પાડોશી ગામો ભળ્યાં છે. રાસનો ચેપ ધરાસણાના અત્યાચાર પછી સારાયે ગુજરાતમાં લાગી ચૂકયો છે. ખેડા જિલ્લો, જંબુસર, બારડોલી ને જલાલપુર તાલુકાએ પણ જમીન મહેસૂલની લડતમાં પૂરજોરથી ઝંપલાવ્યું છે.

ગુજરાતનો સ્વભાવ આજ સુધી વાણિયા જેવો, ગણીગણીને પગ મૂકે તેવો ગણાતો હતો. આજે ગુજરાતની ક્ષત્રિયવટમાં જુસ્સો આવ્યો છે. એ જોસને સન્માર્ગે દોરવા માટે હજુ જો સરકારી અદાલતો કે સરકારી કોલેજોનો વળગાડ ન છૂટયો હોય તો આ અણીને ટાંકણે એ મોહ છોડી ગુજરાતની ભરતીમાં ભાગ આપી દેવાની ફરજ થઇ ચૂકી છે.

ગાંધીજી છૂટીને આ લડતનું સૂકાન ફરી પાછા ન લે ત્યાં સુધી ગાંધીજીએ આંકી દીધેલા પથ પર ચાલી આપણને પૂર્ણ સ્વરાજ મેળવવાનું બળ આપો એવી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

જીવણલાલ હ. દીવાન

# શુદ્ધિપત્ર

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૪ | હસ્તસિદ્ધ લેખિની | કસાયેલી કલમ |
| ૫ | ૫ | અવિરલ | વિરલ |
| ૬ | ૯ | આથી સુંદર | આથી વધુ સુંદર |
| ૭ | ૩ | તા. ૧૨-૫-૩૦ | તા. ૨૨-૫-૩૦ |
| ૭ | પાંચમી લીટી પછી આટલું ઉમેરીને વાંચો | | હરિલાલ શાહ: ૧૫-૬-૩૦ મુંબાઇ |
| ૭ | ૧૧મી લીટી પછી આમ વાંચો: | એકવીસ સૈનિકો | તા. ૨૪-૫-૩૦ ૧ માસ સખ્ત |
| ૭ | ૧૫મી લીટી પછી ઉમેરો: | શેઠ રણછોડલાલ તા. ૨૬-૫-૩૦ | ૧૨ માસ સખ્ત |
| | | મુનિ જિનવિજયજી ,, | ૫½ ,, ,, |
| | | ચાલીસ સૈનિકો ,, | ૩ ,, ,, |
| ૭ | ૧૬મી લીટી | ૧૯ | ૬ ,, ,, |
| ૮ | ૪ | વજુભાઇ | વજુભાઇ શુક્લ |
| ૮ | ૮ | ૨૮૬ | ૩૨૯ |

---

**આ આવૃત્તિમાં કુલ ૩૨ પૃષ્ટ નવાં ઉમેરાયાં હોઇ એક આનો કિંમત વધારી ૦-૩-૦ને બદલે ૦-૪-૦ આના રાખવી પડી છે.**